# Kimmins High School

**Founded 1898**

This school is run by the Bible and Medical Missionary Fellowship for children of all communities It is mainly a boarding school but some d iy - scholars are accepted

The children are trained for the Senior Cambridge Examination for Bombay State art Examination and Music Examinations

The boarding d-partmen of 145 children is carefully supervised and much stress is lud on games of ill kinds

Personal attent on & well qual f ed staff


---


# મેસર્સ નરસયા સોમયા કોસ્ટી

## એન્ડ સન્સ.

### હાઉસ એજન્ટ

અનાજ, કરિયાણું અને ઘરગથ્થુ વસ્તુઓના વેપારી ફર્નિચર, અને બીજો સામાન ભાડેથી આપનાર.

મહાબળેશ્વર ( ફોન ન ૩૭. )

# RITZ HOTEL

MAHABALESHWAR Phone : 35

1. Situated on hillock at highest point & *commanding unique delightful scenic view.*
2. Comfortable Bunglow type accomodation.
3. Airy Rooms fully furnished & electrified with attached bath & verandah.
4. *Courteous efficient service.*
5. Excellent Indian/Western cuisine.
6. Special arrangement for Study groups Conferences, & Film Units going for shooting.

***Reservation facilities at Bombay office also.***

**Chateau Windsor Guest House**

46, Churchgate Street, **Bombay-1.**

Phone : **240914 & 241733**

દૂધની શીશીની ટોટી, દરેક જાતના રંગબેરંગી

બલુન, સાયકલ વાલ્વઝ ટ્યુબ અને

રબ્બરની બીજી બનાવટો માટે...



## કાલે રબ્બર વર્કસ

બહેરામજી મેન્શન

ફિરોઝશાહ મહેતા રોડ,

મુંબઈ ૧.

સેક્રેટરીએટ
મુંબઈ ૧, ૨૭-૪-૧૯૫૪

મુખ્ય પ્રધાન
ગવર્નમેન્ટ ઓફ બોમ્બે.

પચગીની મહાબળેશ્વર ગાઇડની બીજી આવૃત્તિ બહાર પડે છે ભાઈ સારાભાઈએ આ પુસ્તક પાછળ સારી મહેનત કરી છે પહેલા આપણે ત્યા લોકો યાત્રાના બહાને લાંબા પ્રવાસો ખેડતા અને આપણી સંસ્કૃતિનો વારસો દેશના જુદા જુદા ભાગોમા પ્રસારતા હવે રેલ્વે તથા વિમાનના સાધન થતા લોકો હવા ખાવા તેમજ પર્યટન કરવા માટે જુદા જુદા નામાંકિત સ્થળોએ જાય છે ત્યાં જનારાઓને માહિતી માટે આ પુસ્તક ઠીક ઉપયોગી થશે એવુ હું માનુ છું

મોરારજીભાઈ દેસાઈ

# અનુક્રમાંક





## 'પંચગની મહાબળેશ્વર ગાઈડ' વિષે
## મળેલા કેટલાક અભિપ્રાય

મુંબાઈ, ૧૪-૧૨-૫૦

સારાભાઈ ચોકસીની પંચગની મહાબળેશ્વર ગાઈડ હું જોઈ ગયો છું. પ્રવાસીઓને તે અતિ ઉપયોગિ પુસ્તક થઈ પડશે એટલું જ નહિ પણ તે વાંચીને ઘણા પ્રવાસ કરવા પ્રેરાશે, આપણી પાસે મહાબળેશ્વર અને માથેરાન એ બે હિલ સ્ટેશનો છે. અને આ બે રમણિય પ્રદેશોનો આપણા લોકોએ બને એટલો લાભ ઉઠાવવો જોઈએ.

સર કાવસજી જહાંગીર

નાણા પ્રધાન
ગવર્નમેન્ટ ઓફ બોમ્બે — સેક્રેટરીએટ

પ્રિય ભાઇ સારાભાઇ.

તમારો તા. ૬-૭-૫૦ નો પત્ર મળ્યો. તમે મોકલાવેલ 'પંચગની મહાબળેશ્વર ગાઈડ' વાચતા તે ઘણુ ઉપયોગી પુસ્તક જણાયું. હવે તો પંચગની અને મહાબળેશ્વર ઘણી મોટી સંખ્યામાં પ્રવાસીઓ જતા હોઈ ખાસ કરીને ગુજરાતી ભાષામાં પ્રગટ થએલ તમારું પુસ્તક ખરેખર ખુબ જ અગત્યનું અને પ્રવાસીઓ માટે ઘણું ઉપયોગી છે.

તમારો,
વૈકુંઠ લ. મહેતા

પંચગની-મહાબળેશ્વરની હવા ખાવાના સ્થળ તરીકેની ખ્યાતિ કંઈ નવી નથી. ત્યાં અનેક લોકો સફરે ને સહેલગાહે ઉપડે છે. ઘણા અજાણ્યા હોવાથી જોઈએ તેવી ઢબસરની મઝા માણી શકતા નથી. તેવાઓના માર્ગદર્શન માટે અને ત્યાંની અદ્ભુત પ્રકૃતિનાં હૃદયંગમ દર્શન માણવામાં' મદદરૂપ થાય એવા ઉદ્દેશથી રચાયેલી આ કૃતિ મજાની છે. તેમા આર્ટપેપર પર આપેલી કેટલીક અગત્યની તસવીરો ગ્રંથની ઉપયોગિતામાં વધારો કરે છે. શૈલી રસમય છે, અને કથન સ્પષ્ટ તથા કળામય છે. તેથી વાંચવામાં પણ મજા પડે છે. અને છેવટ મુળ હેતુ માહિતી આપવાનો છે તે માહિતી તો છેજ. વળી પ્રવાસ વર્ણનના નિબંધાત્મક નરી શુષ્કતાથી પણ આ ગ્રંથ અલિપ્ત છે તે બાબત પણ ગુણ પક્ષે ગણાય.

'જન્મભુમિ'



# આ ગાઈડ વિષે

મહાબળેશ્વર પંચગની ગાઈડની આ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં આનંદ થાય છે. વચમાં દોઢ વર્ષ પૂર્વ આફ્રિકામાં ગાળ્યો અને ત્યાંથી આવીને બહુ લાંબો સમય માંદગીમાં પટકાઈ પડયો એટલે આ આવૃત્તિ જે ૧૯૫૬માં કરવી જોઈતી હતી તે આટલી મોડી થાય છે.

મહાબળેશ્વર અને પંચગની પ્રત્યેનું મારું આકર્ષણ અને પ્રેમ હું પરદેશમાં હતો ત્યારે પણ સદા ખેંચ્યા કરતા. આવો આ સ્થળ પ્રત્યેનો મારો અનુરાગ મારી છેલ્લા કેટલાંક વર્ષોની સતત હાજરીને કારણે વધી રહ્યો હતો. મુંબઈના ધમાલિયા જીવન પછી પંચગની આવીને હુ શાંતિનો હાશ અનુભવતો. એક મિત્ર તો કહેતા કે હું હિન્દુસ્તાનના ઘણા હિલ્સ્ટેશનો ફર્યો છું પણ પંચગનીની વાતજ ન્યારી છે. મુંબઈથી આવીને તો ઉનાળામાં જાણે એરકન્ડીશન રૂમમાં આવી ગયાની અનુભૂતિ થાય છે. અને બપોરે કે રાતે પથારીમાં પડયા એટલે મીઠી મઝાની નિંદર ઘમઘમાટ આવી જાય છે.

આ પ્રદેશમાં પ્રવાસીઓ તો પુષ્કળ આવે છે. પણ જેમણે વિશેષ આનંદ આ સ્થળનો અનુભવવો હોય તેમણે તો તેમનામાં બાળક જેવું કુતુહલ અને

યુવાનનો ઉત્સાહ, જ્ઞાનપ્રાપ્તિ માટે સ્કોલર જેવી જ્ઞાનપિપાસુની ભૂખ, ઐતિહાસિક દૃષ્ટિ, કુદરત પ્રેમ અને વનસ્પતિ તરફનો અનુરાગ હશે તો તે આ પ્રદેશમાંથી ઘણું ઘણું મેળવી શકે એવો વિપુલ ભંડાર અહીંની વનસ્પતિ સૃષ્ટિમાં, કુદરતમાં, હવામાં અને સ્થળે સ્થળમાં ભર્યો પડ્યો છે.

આ પુસ્તક પ્રગટ થયા પછી આપણા માનનીય શ્રી. મોરારજીભાઈ, શ્રી. વૈકુંઠભાઈ મહેતા, સર કાવસજી જહાંગીર અને બીજા ઘણાઓએ મને પ્રેરણા મળે માટે જે શુભેચ્છા દર્શાવી છે તેમનો સૌનો આભારી છું.

ટ્રેચર કંપનીવાળા શ્રી. ડાયર્સનો કેટલાક ફોટા આપવા બદલ આભારી છું. અને મને મારા વેચાણમાં ઉત્સાહ આપનાર ઈમ્પિરિયલ સ્ટોર્સ, ડિક કંપની, ટ્રેચર કંપની, કુમ્ટી, મધુસાગર, આદરજી બ્રધર્સ, નેશનલ ચિકી માર્ટ અને પંચગનીમાં નેશનલ સ્ટોર્સ, પંચગની સ્ટોર્સ અને સુરતી લોજવાળા ભાઈશ્રી મણીશંકરનો પણ હું આભારી છું. સર્વે જાહેરાત આપનારા ભાઈઓનો આભાર માનાં વિરમું છું.

સારાભાઈ ચોક્સી.

તા. ૪–૪–૬૧.

ટે. નં. ૩૮૧૯૭ ટેલીગ્રામ : 'Dryfruit'

**મેસર્સ માવજી પ્રાગજીની કું.**

( મેવાવાલા )

દરેક પ્રકારનો સુકો મેવો, બીસ્કીટ, પીપરમેંટ
વગેરે જથ્થાબંધ તથા છુટક વેચનાર
તથા
અમેરીકા, ઓસ્ટ્રેલીયા, ગ્રીસ, ઈરાન, ટર્કી,
ઈટાલીથી ડાયરેક્ટ મંગાવનાર
૩૮૧૯૭ માં ફોન કરવાથી માલ ઘેર બેઠા
પહોંચાડવામાં આવશે,

હેડ ઓફીસ
૫૩૨ ચીરા બજાર, P.B. ૨૦૬૪
મુંબઈ-૨

બ્રાંચ ઓફીસ
૧૧૮, પ્રીન્સેસસ્ટ્રીટ
શેઠના બીલ્ડિંગ, મુંબઈ-૨

**મ હા બ ળે શ્વ ર ની :**

શીતળ કુંજોમાં બાદશાહી સગવડો માટે
૩૦ વરસનું જુનું લોકપ્રિય
પુરબહારમાં ચાલુ છે.

માલિક : ચીમનલાલ ગોપાળદાસ.

**પેરેડાઈઝ હિન્દુ હોટલ**

ટે. નં. ૧૬

ઓફિસ : પારસી કરસનજી (ભીંડાઈવાળા)
ઝવેરી બજાર, મુંબઈ : ૨ ટે. નં. ૨૩૦૪૮

પૈસા વસુલ છે—

આ હશે આપના ઉદ્‌ગારો:—

જ્યારે મહાબળેશ્વરની સંજીવન લોજમાં આનંદી પળો વ્યતીત કરી આપ વતનમાં પધારશો ત્યારે...

# સંજીવન લોજ

ફોન ૮૪, મહાબળેશ્વર.

અનેક ઉચ્ચ કુટુંબો જેને પોતાનું ઘર માની રજાના દિવસોમાં સુખ અને શાંતિ પામે છે...

અનોખી સગવડ ખોરાકમાં નવી વાનગીઓ પ્રત્યેક રૂમમાં બાથરૂમ, રમતગમતના સાધનો, ફર્નિચર, ફેમિલી રૂમો

—:રિઝર્વેશન માટે લખો:—

## સંજીવન લોજ મહાબળેશ્વર

નેશનલ ચિક્કી માર્ટ

બ્રાન્ચ:—માથેરાન અને મહાબળેશ્વર

દરેક જાતની ચિક્કી, સ્વીટ્સ, ચા અને મધ જથાબંધ મળશે.

ગ્રામ : ટ્રેચર્સ ટેલિફોન-૭૧

ટ્રેચર એન્ડ કં. મહાબળેશ્વર

ડિસ્પેન્સિંગ કેમિસ્ટ એન્ડ જનરલ મર્ચંટ્સ
ઓથોરાઇઝડ ડીલર્સ કોડક ફોટોગ્રાફિક ગુડ્ઝ
એન્ડ સ્ટેન્વોક પેટ્રોલિયમ પ્રોડક્ટ
ક્વાલિટી ડેવેલપિંગ પ્રિન્ટિંગ એન્ડ
એન્લાર્જીંગ સર્વિસ

તમારી રજા મોજમાં ગાળો

હોટલ શ્રેયસ

સ્ટેટ ટ્રાન્સપોર્ટ બસ સ્ટેન્ડ સામે,

બાથરૂમ સાથે સુન્દર રૂમો ઉત્તમ શાકાહારી
ભોજન અને ઝડપી સેવા

ગ્રામ : શ્રેયસ ફોન ૭૨

મહાબળેશ્વરનું આશ્ચર્ય

## કલા નિકેતન

લાકડાનાં, ફુલ, ટલર ફર્નસ, વૉલ ફ્લાવર પોટ્સ,
ટેબલ ફ્લાવર પોટ્સ આ સર્વ નવીન લાકડાનાં
તેમજ માટીનાં મળશે.

એકવાર અવશ્ય મુલાકાત લો.

માલીક : ડી. એસ. બાવળેકર

## એસ. ગુલમીર એન્ડ કું.

( પંચગની )

સ્પોર્ટ ડીલર્સ એન્ડ જનરલ મર્ચન્ટસ

કેનવાસ શુઝ, સ્પોર્ટ શુઝ, શુદ્ધ મધ, વોકીંગ સ્ટીક,

એન્ડ

આઉટડોર, ઈન્ડોર ગેઈમ્સ

પંચગની

સર્વની પ્રિય



# દામાની મીઠાઈ

શ્રીખંડ ★ બાસુદી.

દૂધપાક ★ મઠો.

દહિં ★ દૂધ વગેરે.

બરફી, પેંડા, કોપરાપાક, દૂધીનો હલવો,
ગુલાબજાંબુ,

૧૦૦ થી યે વધુ વર્ષથી પ્રખ્યાત

## શા. દામોદરદાસ પરસોતમદાસ

બરફીવાળા (દામા હાઉસ)

૮૦, ભુલેશ્વર રોડ,
લક્ષ્મીનારાયણના મંદિર સામે,
મુંબઈ, ૨

ફોન : ૩૯૮૩૨

હોમડીલીવરીની સગવડતા છે.

## પ્રવાસનું આકર્ષણ

. જે સ્થળે વર્ષોથી રહેતા હોઈએ એ સ્થળથી નવીન પ્રદેશમાં જ્યારે જ્યારે જવાનું થાય છે ત્યારે દરેકને નવા સ્થળનું આકર્ષણ રહ્યા જ કરે છે પણ આજના જમાનામાં ઝડપી વાહનો થયાં હોઈ પગરસ્તે ચાલીને જતાં જે પ્રકૃતિની ભવ્યતા, વિશાળતા અને સુંદરતા જે ચાલીને જનારને જોવા મળે છે તે મળતી નથી. આમ છતાં પ્રવાસમાં ચિત્તને જે પ્રસન્નતા પહાડ પર કે નદી કાંઠે મળે છે તે આખી અલૌકિક વસ્તુ છે.

આપણે ત્યાં ખાસ કરીને પ્રવાસ એ મોજ-શોખની વસ્તુની રીતે જોવામાં આવે છે. ખરી રીતે પ્રવાસ એ આવશ્યક, અનિવાર્ય અને રૂટીન જેવો બની જવો જોઈએ. કોઈ માંદુ પડયું હોય તો કહેશું કે હવા ખાવા નદી કિનારે કે પહાડ પર સૂકી હવામાં લઈ જાવ. પણ વાસ્તવિક રીતે પ્રવાસ એ જીવનના એક કાર્યક્રમ જેમ જીવનમાં વણાઈ જવો જોઈએ. વર્ષ પૂરું થાય અને દરેક વ્યક્તિએ વિચારવું જોઈએ કે આ વર્ષે મેં કેટલા માઈલનો પ્રવાસ કર્યો? કેટલો સમય કુદરતના સાનિધ્યમાં ગાળ્યો? અને તંદુરસ્તી છે તેને જાળવી રાખવા શું કર્યું? જેમ ઘરની, વાસણોની સાફ સફાઈ વર્ષમાં કરવામાં આવે છે, તેમ થાકી ગએલ મન અને

શરીર માટે પ્રવાસ એ એક અનોખી જ વસ્તુ છે. મન અને શરીરને પહાડના કે નદીકાંઠાના પ્રવાસો ખૂશી અને આનંદથી પુલકિત કરી મૂકે છે.

આમ તો હું હિન્દુસ્તાનમાં અને પૂર્વ આફ્રિકામાં ઠીક ઠીક ફર્યો છું, પણ જ્યારે પ્રવાસનો પ્રસંગ આવે છે ત્યારે મારું ચિત્ત સદા હરખાયું જ હોય છે અને પ્રવાસમાં જે જ્ઞાન ગમ્મત અને કુદરતની અસાધારણ ઉદારતાને નીરખવાની મળે છે તે આપણને પણ ખૂબ જ ઉદારવૃત્તિના બનાવે છે. સદ્ભાગ્યે આપણને બહુ મોટો દેશ મળ્યો છે જેમાં મોટા મોટા હિમાલય જેવા પહાડો પથરાયલા પડ્યા છે જ્યાંના શિખરો ૨૯૦૦૦ ફીટ ઊંચા છે. અને જગતના સાહસિકો આ શિખરને ખુંદી વળવા મોતના મોઢામાં જાતને મૂકી સાહસ કર્મ કરવા પ્રેરાય છે. તો શું આપણે તે નહિ જોઈએ?

હિમાલય એ રીતે બની શકે તો દરેકે જોવા જેવો છે. એટલે દૂર ન જવાય તો નજીકમાં આવેલ સહ્યાદ્રિના પહાડો પણ જોવા જોઇએ જ. આપણે ત્યાં ખાસ કરીને નાછૂટકે વૈદકીય સલાહ મળતાં જ ગુજરાતી ભાઈઓ પ્રવાસે જતા હોય છે. અને ઉનાળામાં ગરમીથી કંટાળેલ શ્રીમંત વર્ગ

પ્રવાસે જાય છે. જેમ લગ્નમાં કે મરણ પ્રસંગે અમુક ખર્ચ ફરજીયાત રીતે કરવામાં આવે છે તેમ પ્રવાસ એક જીવનની જરુરી વસ્તુ હોઇ એમાં સમય વ્યતિત કરવો જેથી મન અને શરીરની તંદુરસ્તી કાયમ માટે ટકેલી રહે છે.

ફક્ત આઠ જ દિવસ જે લોકો મહાબળેશ્વર રહી આવે છે તેઓ આવ્યા પછી એવા તાજા, ઉત્સાહી અને શારીરિક સ્ફુર્તિવાળા બને છે કે વારંવાર એ પ્રવાસનો પ્રસંગ યાદ રાખે છે.

કેટલાંક જીવલેણ દર્દો જેવાં કે ટી. બી. એનિમીઆ, ફેફસાનાં બીજાં દર્દો, છાતીનાં દર્દો એ બધાં પ્રવાસમાં શુદ્ધ પ્રાણવાયુ, નિતાંત શાંતિ અને પ્રકાશ મળતાં કાયમ માટે મટી શકે છે.

હું પંચગીની અને મહાબળેશ્વરમાં જોઉં છું કે કેટલાક પ્રવાસીઓ તો ત્યાં આવી ખાઇ, પી, આરામ લઇ પાનાં રમતા પડયા હોય છે. મુંબઇના ધમાલીઆ જીવન પછી આ રીતે રહેવાથી પ્રવૃત્તિમાંથી નિરાંત મળતી હશે પણ તેથી મન કે શરીર વધુ પ્રસન્ન થાય નહિ. અહીં તો ભરી ભરી અપૂર્વ કુદરત વિપુલ રીતે પથરાયલી પડી છે તેના સાનિધ્યમાં તેને જૂદી જૂદી રીતે નિરખવામાં હરીફરીને સમય વ્યતિત કરો કે જેથી ભૂખ પણ લાગે

અને ફેફસામાં નવીન પ્રાણવાયુના સંચારથી આપણને ચેતન અને પ્રેરણા મળે.

મેં જોયું છે કે મુંબઇમાં જે બાળકો પોતાનો વિકાસ ગોંધી રાખતા જણાતા હતા તે પંચગીનીમાં ગયા પછી બકરી કે ગાય જેમ પહાડ પર કુદરતી રીતે જીવે તેમ ઘણીવાર ટેબલલેન્ડપર કે ખીણોમાં, હિંચકા પર ઝૂલતાં, બાગમાં રમતાં આનંદથી જાતને ભૂલી જઈ તન્મય બની રહેતા. શરુઆતમાં તો કુદરત સાથે એટલું બધું વધારા પડતું ખેલી લેતા કે સાંજે તો થાકીને લોથ થઈ જાય. હું આને આવકારતો. જે કુદરત એના સંપૂર્ણ બહારમાં ખીલી રહી છે તે બાળકોને કેવા ખેલાવે છે. આજે ય મારા બાળકોને એ જૂના પ્રવાસના પ્રસંગો યાદ આવે છે. હરદ્વારની ગંગા અને લક્ષ્મણઝુલાનાં પૂલ પરથી પસાર થએલા, પ્રતાપગઢ પર, કાર્લાની ગુફામાં, નાશિકમાં પાંડવગુફામાં વાઈમાં કૃષ્ણા માઈના ઢીંચણપુર પાણીમાં નાહેલા એ બધા કેટલાએ પ્રસંગો કોને ક્યો ગમે અને કોને બીજો ગમે એમ બધા હરખાઈ હરખાઇને કુદરતની જ્યારે તારીફ કરે ત્યારે એમ જ લાગે છે કે હિન્દની બધી નદીઓ બધા પહાડો અને તીર્થધામોં

સહકુટુંબ ફરી કયારે, મન અને શરીરે પવિત્ર અને ધન્ય થવાશે ! આજે તો વાચકોને મારી સાથે મહાબળેશ્વર લઈ જવાનો પ્રયત્ન આ પુસ્તક રૂપે કરું છું. તમને પણ આ પ્રવાસ કરવા ઇચ્છા થાય અને આ પ્રવાસ પછી હિન્દના બીજા ન જોયેલાં સ્થળો પણ જુઓ એ ઇચ્છા પણ સેવું છું. કારણ કે એક ને એક સ્થળે રહેવાથી જીવન નવી દ્રષ્ટિવાળું ઓછું બને છે. આ પ્રવાસના બધી રીતે અનેક ફાયદા છે. મારા પુસ્તક 'ભારતદર્શન'ની પ્રસ્તાવનામાં પૂ. ઠક્કરબાપાએ યોગ્ય જ કહ્યું છે કે "દરેક માણસે શક્તિ હોય તો ધંધામાં કે નોકરીમાં પડતા પહેલાં થોડો પ્રવાસ જ્ઞાન મેળવવા કરવો જોઈએ. કારણ કે પ્રવાસથી પ્રવાસીને તેમ જ તેવાં પુસ્તકો વાંચનાર આલમને જે જ્ઞાન તથા અનુભવ મળે છે તે બહુ ઉપયોગી છે.'



## જૂનો અને નવો માર્ગ

મહાબળેશ્વર મુંબઇથી આજે મોટર માર્ગે સાત આઠ કલાકમાં પહોંચી શકાય છે આજથી સો વર્ષ પહેલાં લોકો બહુ જૂજ પ્રમાણમાં આવતા. અને મહાબળેશ્વર આવવું એ બહુ મુશ્કેલ કામ હતું. ટટ્ટુ પર કે પાલખીમાં આવવાનું શકય બનતું.

અને આ રીતે પૂનાથી આવતાં ત્રણ ચાર દિવસ તો સહેજે નીકળી જતા અને ખર્ચ પણ વધારે થતું એટલે ધનાઢયો જ અહીં આવી શકતા. અને ગરમીમાં આ ટેકરી પર ઠંડક હોઈ જેને જેમ અનુકુળ પડે તેમ જૂદે જૂદે રસ્તે આવવા પ્રયત્ન કરતા.

## દરિયા માર્ગે

| | |
|---|---|
| મુંબઇથી દાશગામ | ૭૦ માઈલ |
| દાશગામથી પોલાદપુર | ૧૬ ,, |
| પોલાદપુરથી વાડા | ૧૫ ,, |
| વાડાથી મહાબળેશ્વર | ૧૦ ,, |

મુંબઇથી બાંનકોટ દરિયા માર્ગે, ત્યાંથી દાશગામ જવા નાની ખાડીમાં બેસવું પડે. ત્યાંથી જમીન માર્ગે પોલાદપુર થઈ વાડા અને ત્યાંથી મહાબળેશ્વર એમ પણ અવાતું, આ રસ્તો ૧૧૧ માઈલનો છે.

## બીજો રસ્તો

| | |
|---|---|
| મુંબઈથી પુના રેલ્વે માર્ગ | ૧૧૯ માઈલ |
| પુનાથી શિરબળ | ૩૧ ,, |
| શિરબળથી શિરૂર | ૧૬ ,, |
| શિરુરથી વાઇ | ૭ ,, |
| વાઇથી પંચગીની | ૮ ,, |
| પંચગીનીથી મહાબળેશ્વર | ૧૨ ,, |
| | ૧૯૩ માઈલ |

## ત્રીજો રસ્તો

| | |
|---|---|
| મુંબઈથી પુના | ૧૧૯ માઈલ |
| પુનાથી વાથાર એસ. એમ. રેલ્વે | ૬૮ ,, |
| વાથારથી વાઈ | ૧૮ ,, |
| વાઈથી પંચગીની | ૮ ,, |
| પંચગીનીથી મહાબળેશ્વર | ૧૨ ,, |
| | ૨૨૫ માઈલ |

## ચોથો રસ્તો

| | |
|---|---|
| મુંબઈથી પુના | ૧૧૯ માઈલ |
| પુનાથી સતારા રોડ | ૭૮ માઈલ |
| સતારા રોડથી સતારા | ૭ ,, |
| સતારાથી મહાબળેશ્વર | ૩૩ ,, |
| | ૨૩૭ માઈલ |

આજે તો પુનાથી વાઈ અને પંચગીની થઈ મહાબળેશ્વર આવવાનો માર્ગ ખૂબ જ લોકપ્રિય સરળ અને વ્યવસ્થાવાળો બન્યો હોઈ મોટે ભાગે બધા આજ માર્ગ પસંદ કરે છે. આપણે પણ એ રસ્તે મુસાફરી કરશું. મુંબઈથી પુના જતાં કલ્યાણ નેરલ, ખંડાલા, લોનાવલા કરતી ટ્રેન ઝપાટાબંધ ૨૦૦૦ ફીટની ઉંચાઈ પર ચઢે છે. લોનાવલા પછી તો ગાડીને સપાટ પ્રદેશમાંજ ચાલ્યા જવાનું હોય છે. આ રસ્તેથી ટ્રેનને જે ઉંચાઈએ ચઢવું પડે

છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવતો નથી. જો કે નીચેના દૃશ્યો અને માણસો કે ઝાડ જે ઉંચાઇને લીધે દૂરથી નાનકડાં લાગે છે તેથી દૃશ્ય જોવાની મજા આવે છે. પણ પૂના જવા માટે મોટર રસ્તે પણ મુસાફરી કરવી એ એક ચઢાઇનો અનુભવ આપે છે. જેણે મસુરી જોયું છે તેને આ ચઢાઇ બાળ પહાડ જેવી લાગે. કરજતથી બીજું એન્જીન જોડાય છે. જે લોનાવલાથી છોડી દેવામાં આવે છે.

કેટલાક આરામ સગવડ અને શાંતિ માટે મહાબળેશ્વર જવા મોટરનો માર્ગ પસંદ કરે છે. મુંબઇથી શિવ થાણા અને ખપોલી સુધી તો આપણે સપાટ પ્રદેશમાં ચાલ્યા આવીએ છીએ. મુંબઇ પૂના રોડના રસ્તા કેટલાક માઇલોમાં તો ઘણા સરસ અને ડામરના બનાવેલા છે, ખપોલી પછી કુદરતનું એક પગલું ઉંચકાય છે જ્યાંથી ભોરઘાટ શરૂ થાય છે. જે ખંડાલા સુધી ચઢ ઉતર વાળો મઝાનો માર્ગ આવે છે. લોનાવના અને ખંડાલા ખુબ જ પાસે પાસે છે. આવા પ્રદેશમાં તો સારી રીતે હરવું ફરવું જોઇએ. સારો ફરવાવાળો તો ખંડાલાથી લોનાવલા જે ત્રણ માઇલ છે ત્યાં પગે ચાલવાનું રોજનું પસંદ કરશે. એટલે જતાં. આવતાં

મઝાનો છ માઇલનો પ્રવાસ થઇ શકે. ખંડાલા શાંત અને એકાંતિક લાગે છે. લોનાવલામાં પણ ચાર આરોગ્ય ભુવનો છે. ૨૦૦૦ ફુટની ઉંચાઈ પર આ આવેલ હોઈ મુંબઈના વધુ સંપર્કમાં રહેવાની ઇચ્છાવાળા દૂર હવા ખાવા ન જતાં આ સ્થળ વધુ પસંદ કરે છે. અહીં પણ ઉનાળામાં બંગલાનું ભાડું ૧૦૦૦થી શરૂ થઇ ૨૦૦૦થી ૩૦૦૦ જેટલું હોય છે. સ્વામી કુવલ્યાનંદનું કૈવલ્યાધામ અહીં છે. જે યોગ અને આસનોની બાબતમાં પોતાની ખાસ રીતે કાર્ય કરે છે. અને વર્ષો પહેલાં સ્વ. મોતીલાલ નહેરૂ, સ્વ. માલવીયાજી બધાએ તેમના આ કાર્યની પ્રશંસા કરી હતી એ રીતે આ સંસ્થા જોવા જેવી છે. અહીં પુસ્તકાલય પણ છે. જે પ્રવાસમાં હરવા ફરવા સાથે થોડાં જ્ઞાન અને આધ્યાત્મિક વિકાસ માટેનાં સાધનોની ગરજ સારે છે.

અહીં બે સરોવર છે. એક વાલવણ અને બીજું તુંગારલી. વાલવણ તો સુન્દર ચિત્તાકર્ષક છે, રમણિય પણ છે. ચારે બાજુ પહાડો એવી રીતે ગોઠવાયેલા છે કે સરોવર જોઇને મન પ્રસન્ન થઇ જાય છે. રવીવારે અહીં ઘણા માણસો ફરવા માટે

આવે છે. લોનાવલાથી છ માઇલ દૂર કાર્લાની ગુફાઓ આવેલી છે. સેંકડો વર્ષો પૂર્વે બૌદ્ધ યાત્રીઓ અહીં વસતા. આજે તો હિંદમાં આવી કાળજીપૂર્વક બંધાયેલ કેટલીય ગુફાઓમાં કોઈનો વસવાટ નથી. આજે ઘણી સંસ્થાઓ અને ઘણાં આશ્રમોના સ્થાપકો મકાનોની રચના કરવામાં બહુ નાણું ખર્ચે છે. જ્યારે હિન્દમાં ઠેરઠેર એવાં સ્થળો મળશે કે જ્યાં બંધાયેલ સુંદર ઇમારતોનું આજે વર્ષો પહેલાં જે મૂલ્યાંકન અને મહત્વ હતું તેનું આજે નામ માત્ર રહેલું છે. ત્યાં વસવાટ કરવામાં આવે તો.! એમ કરીને આપણે એ સ્થળનું મહત્વ વધારી શકીએ અને આ પુરાણા સ્થળોની તે બાબતની પસંદગી એટલી સુન્દર નદી કિનારે પહાડપર હોય છે કે એ સ્થળ એક સુંદર આરોગ્યધામ બની શકે. પુષ્કળ પાણીનાં સગવડ, ઋતુ ઋતુ પ્રમાણે બાંધણીમાં સગવડ. ઠંડીમાં ગુફામાં ઠંડી ન લાગે, વરસાદમાં પાણી ન પડે, અને ઉનાળામાં તાપ પણ ન લાગે. આવી સુંદર તો રચના મળે. આ કાર્લાની ગુફામાં એક મોટો વ્યાખ્યાન ખંડ છે. સામે બુદ્ધ ભગવાનની મૂર્તિ છે. નજીકમાં રહેવા માટે ઓરડીઓ છે.

૯૨ માઇલે લોનાવલા પછી તળેગામ આવે છે. જ્યાં ૧૭૭૯માં મરાઠા અને અંગ્રેજ વચ્ચે યુદ્ધ

જામ્યું હતું. તળેગામ પણ એક તંદુરસ્ત આરોગ્ય ધામ છે. અહીં એક મોટી હૉસ્પિટલ છે. તેના સ્થાપક ડૉ. સરદેસાઇ છે. અને ત્યાં ટી. બી. થી માંડી બધા રોગોની સારવાર કરવામાં આવે છે. ઓપરેશનના સાધનો પણ છે. પછી ખિડકી અને પૂના આવે છે. રેલ્વે માર્ગે પૂના આવનારે પોર્ટરને મોરારજી ગોકલદાસની ધર્મશાળા માટે પૂછવું. એ ધર્મશાળા વિશાળ અને બહુ સારી સગવડવાળી છે. એ દિશામાં પંચગીની મહાબલેશ્વરની મોટરની ટીકીટની બારી છે ઉનાળામાં ટીકીટ નક્કી કરી લેવી જરૂરી છે. નહિ તો વધુ સમય રાહ જોવી પડે છે.

અત્યારે તો પૂનાથી મોટરની વ્યવસ્થિત રીતે સર્વિસ ચાલે છે. નક્કી કરેલ સમયેજ મોટર ઉપડે છે. અને રીતસર તેને માટે ઘંટ વાગે છે. પૂનાથી પસાર થતાં આપણે સ્વારગેટ આવીએ છીએ. અહીં ટેકરીપર પાર્વતીનું ઊંચે આવેલુ મંદિર સુન્દર લાગે છે.

પૂનાથી ત્રણ ઘાટમાંથી મોટરને પસાર થવું પડે છે. કાત્રજ, ખંબાટ્કી અને પસરણી. મુંબઇથી નીકળ્યા પછી પહાડનુ ઉંચાઇનુ એક પગલુ ખપોલીથી શરૂ થાય છે. જે ઉંચાઈ લગભગ પૂના સુધી સમાન રહે

છે. કાત્રજમાંથી મોટર પસાર થાય છે. આ ઉંચાઇ પૂનાથી થોડી વધુ ઉંચાઈએ છે. પણ કુદરત બીજું એક પગલું ઉંચાઇનું વાઇથી ઊંચકે છે. વાઇ. પહેલાં શિરબળ આવે છે. જ્યાં મોટર પંદર મિનિટ રોકાય છે. જ્યાં પ્રવાસીઓ આ પાણી પીએ છે. સ્વસ્થ બને છે. મોટરમાં બેસી બેસીને થાકયા હોઇ, દસમિનિટ આજુ બાજુ ફરી ફળફુલનો ભાવ પૂછી પાછા સ્વસ્થ થઇ બેસી જાય છે.

આ રસ્તો પણ કેટલેક સ્થળે પાકો ડામરનો છે. અને આંબાના અને બીજાં ઝાડો રસ્તાની બંને બાજુએ આવેલાં હોઇ ઝાડીને કારણે પૂરતી ઠંડક રહે છે. એમ પણ કહેવાય છે કે આ ઝાડો ૧૭મા સૈકામાં શિવાજી મહારાજના માળીએ રોપેલાં.

વચમાં નસરાપુર અને કિકવી પછી જમણી બાજુએ સિમેન્ટકોંક્રીટનું રસ્તો દર્શાવતું એક પાટિયું જે જોવા મળે છે તે એક ભાટઘરના મોટા બંધની ખેતી માટેની જે વ્યવસ્થા કરેલી છે તેનું સૂચક છે. આ પણ એક જોઇ આવવા જેવી ખેતી–વિકાસની યોજના છે. પણ આ સ્થળે પહોંચવા તો આપણે મુખ્ય રસ્તો છોડી જમણી બાજુએ જવું જોઇએ. આ બંધ અહીંથી સાત માઈલે છે.

તમે આ રેસ્તાના વારંવારના પ્રવાસી બન્યા હો તો તમે જોશો કે નીરા નદીનું પાણી સદાય વહેતું હોય છે. જેનું કારણ ભાટઘરનો બંધ છે. અને આ પાણી ખેતી કામમાં વપરાય છે. શિરવળથી પુરંદરનો કિલ્લો સ્પષ્ટ રીતે જોઈ શકાય છે શીરવળથી બે માઈલ પર જમણી બાજુએ ગ્રીક કબર જેવું જુના જમાનાનું રસિક મકાન જોઈએ છીએ. કહેવાય છે કે આ ૧૪માં સૈકામાં બંધાવેલું છે. એને કોઈ જાતનું નુકશાન થયું નથી અને મરામત પણ કરવામાં આવી નથી હજીયે તે કંઈક વર્ષો ટકી શકશે એમ લાગે છે. સ્થાપત્ય અને હિંદના ઇતિહાસમાં જેઓ રસ ધરાવે છે તેઓ માટે આ મંદિર ગુપ્તકાળના સ્થાપત્યની ઝાંખી રૂપ લાગશે. આવું જ બીજુ મંદિર જબલપુર જીલ્લાનાં ટિગવામાં છે. આ મંદિર બાંધ્યાની તારીખ નથી. ૪૦ માઈલે ખંડાલા ગામ છે જે પછી તરત જ ખંબાટ્કી ઘાટ શરૂ થાય છે. જોકે મોટે ભાગે બધા તેને ખંડાલાના ઘાટ તરીકે જ ઓળખે છે. અહિંથી વાંકાચૂંકો રસ્તો શરૂ થાય છે અને એક નાની ગુફા આવે છે જેમાંથી પાણી પડે છે. આને હિન્દુઓ પવિત્ર માને છે. અહિં ૪૮ માઈલ આપણે આવ્યા. ત્યાં સુરુલ આવે છે અને

અહિ મોટર જમણી બાજુનો રસ્તો લે છે. ડાબી બાજુ સતારા અને બેંગલોર જવાય છે. ૫૫ માઈલે વાઈ આપણે આવી પહોંચીએ છીએ. કૃષ્ણા નદી પર એક જુનો આઈરીશ પુલ છે જે ઘણો નીચો છે અને ચોમાસામાં તેના પર પાણી ફરી વળે છે જેથી આ રસ્તો બંધ કરવામાં આવે છે. વાઈ હિંદુસ્તાનમાં જુનામાં જૂનું ગામ ગણાય છે અને રામાયણમાં તેનો મહાબળેશ્વર સાથે ઉલ્લેખ આવે છે. અહિં જોવા જેવાં ખૂબ મંદિરો છે. મિશન હોસ્પીટલ પણ અહિં છે જે આ જીલ્લાના લોકોને આશીર્વાદ રૂપ છે. ટી. બી નું સેનેટોરિયમ સર તાતાનું અહિં છે જેની વડી શાખા પંચગની છે હવે આપણે પસરણીના ઘાટ પર આવ્યા. જે વાઈ પછી બે માઈલે શરૂ થાય છે. પસરણીના નવાબનું અહિં એક કિલ્લા જેવું મકાન દેખાય છે. ઉંચે ચઢતાં કિષ્ણાવેલી અને વાઈ નાનકડા લાગે છે. ૬ માઈલ ગયા પછી વાતાવરણ અને હવા તાજગી ભર્યાં બને છે. ગરમી અદ્રસ્ય થાય છે અને ફેફસામાં તાજો પ્રાણવાયુ પ્રવેશતાં આનંદ ઉભરાઈ જાય છે. અને પંચગનીના મકાનો ઝાડોમાં શોભતાં દેખાવા લાગે છે. દૂર ખીણમાં ગામડાના નાનકડા મકાનો દેખાય છે અને કામે જતા ખેડુતો જોતાં વહેંતીઆ

માણસો જેવા લાગે છે અને આપણે એરોપ્લેનની સફર કરતા હોઈએ એવો ભાસ થાય છે. હવે આપણે પંચગની આવ્યા. જ્યાં સ્કુલો અને કોટેજો સીલ્વર ઓકટ્રીની હારમાળા નીચે જોવા મળે છે. પંચગનીથી મહાબળેશ્વર પહોંચવાના હવે ૧૨, જ માઇલ રહ્યા છે. ડુંગરોની હારમાળા ચોપાસ કેવી રમ્ય લાગે છે. ૯ માઈલને અંતરે શાકભાજીના વાવેતર અને સ્ટ્રોબેરીના બગીચા જોવા મળે છે અને ગુલાબના ફુલોથી લચી પડતી વાડો દેખાય છે. થોડીવારમાં તો આપણે વેન્ના લેઈક પાસે આવી પહોંચીએ છીએ. આ સ્થળે હવા મધુર અને અતિ પ્રિય મનોહર લાગે છે. અહિંથી મહાબળેશ્વરના મકાનોના છાપરાં દેખાય છે અને થોડે જતાં મોટર એના સ્થાન પાસે આવી પહોંચે છે.

## શ્રી ક્ષેત્ર મહાબળેશ્વર

જે જૂના મહાબળેશ્વરને નામે ઓળખાય છે, ત્યાં આ મંદિર આવેલું છે. માલકમ પેઠની સાડા-ત્રણ માઇલ દૂર આ મંદિર આવેલું છે. જ્યાં આજે તો મોટે ભાગે પૂજારીઓ જ રહે છે. ગૃહજીવનની જરુરની ચીજો માટે અહીં વસવાટ કરનાર ગોર

આંધમાં તો અડધા માઈલ જેટલી પહોળી બની જાય છે. તે બહુ જ પૂરાણી નદી છે. અને બ્રહ્મદેવે જ્યારે જગતને ઉત્પન્ન કર્યું ત્યારે કૃષ્ણાને વિષ્ણુદેવે નિર્માણ કરી એ નીચેના શ્લોકથી સાબીત થશેઃ—

मातरं सर्व तीर्थानां नदीनामग्रजा त्वहं ।
सृक्ष्यामि पूर्ववत् कृष्णां मन्मयी जगतः स्थितेः ॥

સ્કંદ પુરાણ કૃ. મા. અ. ૧ લો

સર્વ તીર્થોની માતા, નદીઓની મોટી બેન સમી મારા જેવી કૃષ્ણમયી કૃષ્ણાને જગતના કલ્યાણ માટે હું રચું છું.

कृष्णा च दृष्ट्वा कृष्णेन भुवं नीता च या दिवः ।
सर्वं कर्पतिचाघौघं तेन कृष्णा प्रकीर्तिता ॥

કૃષ્ણાને જોઇને કૃષ્ણે કહ્યું "મૃત્યુલોકના સમસ્ત પાપનો નાશ કરનારી કૃષ્ણા હું સંસાર નષ્ટ ન થાય માટે તને નિર્માણ કરૂં છું."

करिष्यंति नरा भक्त्या पितृनुध्धारयंतिते ।
कन्यागते गुरौ यस्तु तीर्थ श्राद्धं करोतिवै ॥
कन्यागते गुरौ विप्राः स्नात्वा भद्रेश संनिधौ ।
यो ददाति द्विजोग्रेभ्यो घृत्तिमार्त्रा वसुंधरा ॥

ભક્તિ ભાવે કન્યાના ગુરૂમાં આ તીર્થ પર પૂર્વજોનું શ્રાદ્ધ કરવાથી તેઓ મુક્તિ પામે છે."

" ભદ્રેશ્વરની સામે સ્નાન કરીને જેઓ બ્રાહ્મણને થોડી પણ જમીનનું દાન કન્યાના ગુરુમાં કરે છે. તે ભક્તલોકો તેનું અપૂર્વ ફળ પામે છે." આ શ્લોકો પરથી ચોકખું જણાય છે કે કૃષ્ણા માઈનું મહત્વ પણ ખુબ જ છે. કૃષ્ણા અને વેન્ના સતારા પાસે મહુલીમાં સંગમ પામે છે. કૃષ્ણા અને કોયના કરાડ પાસે ભેગી થાય છે. પછી કૃષ્ણા બંગાળના અખાતને મળે છે.

જાવલીના રાજા ચંદ્રરાવ મોરેએ આ મંદિર બંધાવેલું છે. ૧૮૭૫ માં જામખંડીના રાજાએ રૂ. ૧૫૦૦૦ ખર્ચી અહીં સમારકામ કરાવેલું. લોકોને સ્નાનાદિની સગવડ થાય માટે અહીં પત્થરનું આંગણું બાંધેલું છે.

આ મંદિરમાં પત્થરની ઊંચી દિવાલ આવેલી છે. જેની નીચે સાત સાત ફીટ દૂર પાંચ નદીઓનાં પાણી વહે છે, આ બધું પાણી ભેગું થઈ દશેક ફીટ દૂર જે પત્થરની ગાયનું ગૌમુખ આવેલું છે તેમાંથી ચોરસ કુંડ બ્રહ્મકુંડ કહેવાય છે તેમાં પડે છે. લોકો ભક્તિભાવે શાંતિથી આ પાણી પીએ છે અને આ કુંડમાં સ્નાન પણ કરે છે. (ઉપર જે શ્લોકો ટાંકયાં

છે તે જાણ્યા પછી જ કૃષ્ણાના છીછરા પાણીમાં વાઈમાં હું સહકુટુંબ ભક્તિભાવે સ્નાન કરવા તૈયાર થયો હતો.) આ કુંડમાંથી પાણી ઉભરાઈ જઈ બીજા કુંડમાં પડે છે. તે વિષ્ણુકુંડ કહેવાય છે અને ત્યાંથી કૃષ્ણાનું પાણી વાઈ આગળ થઈ આંધ્ર તરફ જાય છે.

પૂજારીઓ કહે છે કે અહીં દક્ષિણના બાખા-માંથી જ્યાંથી પાણી વહેતું નથી એવી જે બીજી જગા છે તે સરસ્વતિ છે. અને ૬૦ વર્ષે આ ઝરણુ આપોઆપ ચાલુ થાય છે. ભાગીરથીમાં બાર વર્ષે અને સરસ્વતિમાં દર સાઠ વર્ષે પાણીનો પ્રવાહ કુદરતી રીતે આવે છે. કંઈ અજબ કથાઓ આવી ચમત્કારની આ દેશના સાંસ્કૃતિક વારસામાં દટાયલી પડી છે.

અહીં ફાગણ માસમાં અને આસો માસમાં નવરાત્રિમાં મોટો મેળો ભરાય છે. સતારાના રાજાએ ખરસી ગામ આ મંદિરને ઈનામમાં ભેટ આપેલું છે. જેમાંથી આ મેળાનું ખર્ચ નીકળે છે.

કૃષ્ણા અહીંથી ખીણમાં પડે છે જેથી તે ભાગને કૃષ્ણાવેલીને નામે ઓળખવામાં આવે છે.

મહાબળેશ્વરનું મંદિર કૃષ્ણાના મંદિરથી થોડે દૂર આવેલું છે. ૧૩ મા સૈકામાં યાદવ વંશના

દેવગિરીના સિંગન રાજાએ આ મંદિર બંધાવેલું છે. ૧૫ મા સૈકામાં ચંદ્રરાવ મોરેએ તેમાં મરામત કરાવેલી. ત્યારબાદ ૧૬૫૫ માં શિવાજી મહારાજે એમાં સુધારા વધારા કરાવ્યા હતા અને તેને વિસ્તાર્યું હતું. ત્યાર પછી રાજા શાહુએ તે રિપેર કરાવ્યું હતું. આ મંદિરોમાં વારંવાર મરામત અને સુધારો કરવાનો રહેતો કારણ કે અહીં ખૂબ વરસાદ પડે છે. (જેમકે ૧૮૭૫ માં ૩૮૦ ઇંચ વરસાદ પડયો હતો. ફરી ૧૮૯૦ માં ૩૨૨ ઇંચ અને ૧૮૯૬ માં ૪૦૨ ઇંચ વરસાદ પડયો હતો આમ તો ૨૫૦ ઇંચ જેટલો તો મોટે ભાગે પડે જ છે) સતારાના બેન્કર પરશરામ નારાયણે ૧૮ મા સૈકામાં મરામતમાં પૈસા ખરચ્યા હતા. કોલ્હાપુરના કારભારી માધવરાવ બર્વેએ ઉગમ મંદિરની પૂર્વે એક ધર્મશાળા બંધાવેલી છે અને શ્રી. રામદાસ સ્વામીએ બંધાવેલ (શાકે ૧૫૫૬ માં) હનુમાનજીનું મંદિર છે. મુંબઈના એક ભક્તસન્નારીએ હનુમાનજીના મંદિર પાસે દત્તાત્રયનું મંદિર બંધાવેલું છે. પુરાણમાં આ મંદિર વિષે આ પ્રમાણે કથા છે.

મહાબલ અને અતિબલ નામે બે રાક્ષસ ભાઈઓ હતા. બ્રાહ્મણ અને દેવતાઓના આ બે

ભાઈઓ કટ્ટા દુશ્મન હતા તેઓ ખુબ ભયંકર અને બહાદુર પણ હતા. બ્રાહ્મણોને તેઓ પજવતા અને પૂજામાં વિઘ્ન નાખતા; આથી બ્રાહ્મણોએ દેવોના દેવ વિષ્ણુને પ્રાર્થના કરી. વિષ્ણુએ આથી અતિબલને મારી નાંખ્યો. મહાબલ ખૂબ ગુસ્સે ભરાયો અને યુદ્ધનો પડકાર કર્યો. આ યુદ્ધમાં ગુસ્સે ભરાયેલ મહાબલ જોરમાં હતો. વિષ્ણુ આ લડાઈમાં થાકી ગયા હતા અને તેમણે પોતાની જાદુઈ દેવીની મદદ માંગી. આ દેવીએ એવી જાદુઈ નજર કરી કે વિષ્ણુ જે માગે તે વરદાનનું વચન મહાબલ આપી બેઠો. વિષ્ણુએ તેના મોતની માંગણી કરી. વચન પ્રમાણે રાક્ષસે આ માંગણી સ્વીકારી અને વિષ્ણુએ તેના કટકા કરી નાંખ્યા. જે આ રાક્ષસે વગર વિરોધે કરવા દીધા હતા. વચન પાલનના ગુણથી શીવ આ રાક્ષસ પર આકર્ષાયા અને ખૂશ પણ થયા. આ રાક્ષસે વગર વિરોધે વચનનું પાલન કર્યું અને મૃત્યુ સ્વીકાર્યું તેથી શિવે તેને વરદાન માંગવા કહ્યું. મહાબલે વરદાન માંગ્યું કે આપણા યુદ્ધની યાદમાં બે દેવળ બનાવવાં અને મહાબલ અને અતિબલને બદલે વિષ્ણુ અને શિવે એમાં બિરાજવું. આથી આ બે ભાઈઓ આજે

પણ મહાબળેશ્વર અને અતિબળેશ્વરને નામે ઓળખાય છે.

આ મંદિરના પ્રથમ પૂજારી પહાડી કુલીઓ હતા જેના વંશજ આજેય પોતે પૂજાના હક્કદાર કહાવે છે. તેરમા સૈકામાં જે કુલી બાબાજી હતા તેના વંશજ આજેય મોજુદ છે. જોકે શિવાજી મહારાજના સમયમાં આ કુલીએ ચંદ્રરાવ મોરેને મદદ કરી હતી તેથી શિવાજી મહારાજે બીજા કુલીની નીમણુક કરી હતી જેના વંશજો પણ પૂજાનો હક્ક ધરાવે છે. આજે ખર્ચ જેટલી આમદાની થાય એવી આવકની વ્યવસ્થા શિવાજી મહારાજે જે ગામો મંદિરને ભેટ આપ્યાં છે તેમાંથી થાય છે.

આ મંદિરને જૂની કેટલીક મોંઘી ચીજો ભેટમાં મળેલી છે જે આજે ઐતિહાસિક યાદગીરી તરીકે પ્રખ્યાત છે.

શિવરાત્રિના મેળામાં ધામધૂમ અને ઠાઠમાઠથી મહાબળેશ્વરની ચાંદિની મૂર્તિ લાવવામાં આવે છે. ચંદ્રરાવ મોરેના વંશજોએ આ મૂર્તિને પોતાને ગામ દરેમાં રાખેલી છે. એકવાર આવી મૂર્તિ ચોરાઈ ગઈ હતી. પણ પછી બીજી તૈયાર કરવી

પડી હતી. મોરેના વંશમાં આ મૂર્તિને જ્યારે મંદિરમાં લઈ જવામાં આવે છે ત્યારે તે અનેરા પ્રસંગ માટે તેના વંશજો પોતાને બાપદાદાઓ કેવું માન અને મોભો આપી ગયા છે એમ હર્ષથી માને છે.

ચંદ્રરાવ મોરેએ ભગવાન મહાબળેશ્વરને જે પિત્તળના કેટલાંક વાસણો ભેટ આપેલાં છે તે એ જમાનાની એક ઐતિહાસિક સ્મૃતિ તરીકે જોવાં જેવાં છે. આમાં એક પિત્તળનો નાગ છે. તે વજનદાર છે કારીગીરી પણ સારી કરેલી છે. તેના પર સંસ્કૃતમાં આમ લખાણ છે.

॥ शके १५६६ तारणसंवत्सरे श्रावण आदि
पंचमी सोमे नागार्पण कृतं शिव पाहि ॥

આ મંદિરના શિખર પર જે સોનેરી કળશ ઝળહળે છે તે શિવાજી અને અફઝલખાનના યુદ્ધની એક વિજયની સ્મૃતિ તરીકે આજે પણ મોજુદ છે.

બાજુમાં અતિબળેશ્વરનું મંદિર છે જે પરશરામ નારાયણ અંગલે બંધાવેલું. બાજુમાં કેદારેશ્વરનું મંદિર છે જે ઇંદોરનાં મહારાણી અહલ્યાબાઈ હોલકરે બંધાવેલું છે.

અહીં પાસે જ માણેકબાઈ ગંગાબાઈ હિંદુ

સેનિટેરીઅમ બાંધવામાં આવેલું છે. જેની સ્થાપના શેઠ પરસોતમ વિશ્રામ માવજીએ કરી છે. આ સ્થળની હવા તંદુરસ્ત અને આરોગ્યપ્રદ હોઈ આ સેનિટેરીઅમ હિંદુ કુટુંબોને રાહત મળે એ આશયે બાંધેલું છે. જેમાં સ્વતંત્ર બ્લોકની વ્યવસ્થા છે લોર્ડ સિડનહામે ૧૯૧૦ ના મે માસની ૨૫ મી તારીખે આ ખૂલ્લું મૂકયું હતું.

## શિવાજી મહારાજ

કયો પ્રવાસી એવો હશે કે જે આટલે દૂર આવી અહીંથી નજીક આવેલો શિવાજી મહારાજનો પ્રતાપગઢનો કિલ્લો જોયા વગર રહે ? આ કિલ્લો એટલે એ જમાનામાં હિંદના એક જનરલનો એ અભેદ્ય કિલ્લો લેખાતો. મહારાષ્ટ્રના ઇતિહાસમાં ભૂતકાળને સ્મૃતિબદ્ધ રાખનારાં જે મહાસુરપો રચાયાં હતાં તેમાં આ કિલ્લો ન ભૂલાય એવું ઐતિહાસિક મહત્ત્વ ભોગવે છે.

પણ આ કિલ્લાને આપણે જોવા જઈએ તે પહેલાં થોડાં વર્ષ પાછળ ડોકિયું કરીએ. અને શિવાજી મહારાજે જે કુનેહ અને બુદ્ધિથી મોગલ બાદશાહ અને બિજાપુર સરકારને હંફાવેલ તે પ્રસંગ પ્રતાપગઢને ખ્યાલમાં રાખી જોઈ જઈએ.

કૃષ્ણને હાથે મરાયાથી કંસની મહત્તા વધી અને કંસને મહત્ત્વનું સ્થાન કૃષ્ણ ચરિત્રમાં મળ્યું. લંકાનો રાજા રાવણ પણ રામચંદ્રજીને હાથે હણાયો એટલે રામાયણમાં રાવણને પણ મહત્ત્વ મળ્યું. આ જમાનામાં ગાંધીજીને હણનાર ગોડસે પણ હલકી રીતે ભારતના ઇતિહાસમાં સદા કલંકિત બની રહેશે. મહાપુરૂષોને હાથે મરનાર કે મારનારને પણ કોઈ ભૂલતું નથી. શિવાજી મહારાજને હાથે અફઝલખાનનો વધ થયો એટલે તેને પણ મહત્ત્વ આપ્યા વગર છૂટકો નથી. એટલે ટૂંકમાં તેનો પરિચય જોઇએ. બીજાપુરના બાદશાહ મહમદશાહે અફઝલખાનની એક સરદાર તરીકે નીમણુક કરી હતી. શિવાજીના પિતા શહાજી અગર સિંહાજી પણ બીજાપુરની નોકરીમાં હતા. તેમની ચાડી ખાવામાં અફઝલખાં ગૌરવ લેતો. ૧૬૪૪ માં વાઈ પ્રાંતનો સુબેદાર અફઝલખાં હતો. તેણે મોગલો સામે લડવામાં ખૂબ શૂરવીરતા દાખવી હતી. દક્ષિણમાં પણ બિજાપુર રાજ્યની કીર્તિ ખૂબ વધી હતી. સરદાર સિંહાજી સામે મુસ્તફાખાને બંડ કરેલું અને તે બંડ સમાવવા જતાં વિશ્વાસઘાતથી શિવાજીના મોટાભાઈ શંભાજીને કનકગિરી આગળ મારી નાંખવામાં આવ્યો હતો.

શિવાજીએ બિજાપુરના ૪૦ કિલ્લા જીતી લીધા હતા. બીજો મુલક પણ જીત્યો હતો. ૧૬૫૯ના સપટેમ્બરમાં બિજાપુરથી કૂચ કરવાનું અફઝલખાંને નક્કી કર્યું. તેણે જાતે લશ્કર અને યુદ્ધ સામગ્રી તપાસી લીધાં હતા. તેની આવી જબરસ્ત તૈયારી જોઈ 'બદમાસ કાફર સીધો દોર થઇ જશે' એવું આનંદાથી અને ઉત્સાહપૂર્ણ વાતાવરણ બીજાપુર રાજ્યમાં અને સૈનિકોમાં પ્રસરી રહ્યું હતું. બેગમ સાહેબ પૂણ કુશળ હતાં તેણે અફઝલખાંનને માન આપ્યું મુબારકબાદી આપી અને કહ્યું 'કાફર (શિવાજી) બહુ શક્તિશાળી છે. એનું લશ્કર ભારે છે. એ દગાખોર છે એ ભૂલતા નહી. બને તો લડાઈનો પ્રસંગ ટાળજો. કારણ કે તે ખાડા, ટેકરા અને ડુંગરોનો ભોમિયો છે એની સામે કળ વાપરજો. બને તો જીવતો બિજાપુર પકડી લાવજો. નહિ તો ત્યાંજ ખતમ કરજો તે બહુ લોકપ્રિય છે. માટે ધ્યાન રાખી તમારૂં કામ કરજો.' આ પછી અફઝલખાંએ કુરનિશ બજાવી કહ્યું "એના શા ભાર છે. હું શિવાજીને પકડીશ એટલું જ નહી પણ એને એનાજ ઘોડાપર ગુંગે મોઢે બાંધી મારી પાછળ પાછળ આવતો કરીશ. આપ જુએ

તો ખરા. હું એને બાંધીને દિલ્હીના બાદશાહના સિંહાસને સાંકળથી જકડીશ."

અફઝલખાં બિજાપુરથી નીકળ્યો ત્યારે શિવાજી પુનામાં હતા. અફઝલખાં વાઈ આવ્યો અને પછી તુળજાપુમાં આવ્યો. તુળજાપુર એ શિવાજીના ભોંસલે કુટુંબ માટે વર્ષોથી જાત્રાના ધામ સમું હતું અને શિવાજી અને તેમના કુટુંબના માણસો ભવાની દેવીના દર્શને તે કુલદેવી હોઇ આવતા. મૂર્તિ ભંજક તરીકે ખ્યાતિ મેળવવા અને શિવાજી પર ઝેર ઠાલવવા તેણે મૂર્તિના ટુકડા કરી નાંખ્યા. એ જમાનામાં જે મુસલમાન હિંદુની મૂર્તિ તોડે તે પ્રખ્યાતિ પામતો. પંઢરપુરમાં પણ તેણે વિઠોબાની મૂર્તિ તોડી અને આજુબાજુના ગામોમાં કાળોકેર વર્તાવ્યો.

વાઈનો કૃષ્ણાજીપંત, અફઝલખાં વાઈનો સુબેદાર હતો ત્યારનો ખાન સાથે સારા સંબંધમાં હતો.આથી શિવાજીને મળવા ખાને નીચે મુજબ ફરમાણ કાગળ લખી તેને મોકલ્યો.

"તારા બાપને અને અમારે બહુ જૂનો સંબંધ છે. આમ મારા સ્નેહીનો તું દિકરો છે અને તું મને પારકો નથી તું મારોજ છે. હુ તને મળવા અહીં

આવ્યો છું, રૂબરૂ મળ્યે ઘણાય ખુલાસા થઈ જશે. મનમાં સમાધાન પણ થશે. તારી સલામતી અને ઇજ્જત સચવાય એવી ગોઠવણ મેં રાખી છે. તારે દરબારમાં નોકરીમાં રહેવું હોય તો માનવંતા સરદાર તરીકે પણ તને બાદશાહ સ્વીકારે એમ હું ગોઠવણ કરાવીશ.'

શિવાજીના જાસુસો પણ અફઝલખાંની છાવણીની તપાસ રાખતા અને દુશ્મનની છૂપી હીલચાલ અને યોજનાથી માહીતગાર રહેતા. એક રાતે તો શિવાજી મહારાજ ઉંઘવા પ્રયત્ન કરવા લાગ્યા પણ નિદ્રા જ આવી નહિ. કાંઈક કાવત્રાં, નવા વ્યુહો, નવી યોજના કરવા તે વિચારી રહ્યા હતા. થાક પણ ખૂબ લાગેલો. નિદ્રામાં પડચા ન પડચા ત્યાં તો ઝબકીને જાગ્યા. અને માતા જીજીબાઈને બોલાવી કહ્યુ: 'ભવાની મા મને સ્વપ્નામાં દેખાયાં અને મને હિંમત આપી " અફઝલખાંનને મારવાનું બળ હું તારામાં મૂકું છું તું ચિંતા ન કર, વિશ્વાસ રાખ.' એવું મને કહીને માતાજી અદૃશ્ય થયાં.

આથી શિવાજી મહારાજ ખૂબ પ્રેરણા પામ્યા અને સરદારોને એકઠા કરી વીરત્વપૂર્ણ ભાષણ કર્યું અને સરદારો પણ ઉત્સાહમય બની ગયા.

મુલાકાતનો દિવસ નક્કી કરવામાં આવ્યો. સવાર પડી મહારાજને જોખમ અને તેની સાવધાનીનું પુરેપૂરૂં ભાન હતું. જમ્યા પછી ભવાની દેવીના મંદિરમાં ગયા અને દેવીની આરાધના કરી. બપોરના પોષાક સજવાની તૈયારી કરી. માથે લોખંડી ટોપી ડાબા હાથના પંજામાં વાઘનખ ચઢાવ્યા. કટાર જમણી બાંયમાં સંતાડી. સાથે ત્રણ માણસો મહારાજે શરત પ્રમાણે લીધા. તાનાજી માલસુરે, જીવા મહાલા અને શંભાજી કવજીને લેવાનું નક્કી કર્યું. જીવા મહાલા વિષે તો કહેવાય છે કે "होता जीवु तर वाचला शिउ" હતો જીવો તો બચ્ચો શિવો.

જતાં પહેલાં શિવાજી મહારાજ જીજીબાઇને પગે લાગ્યા. કાળના જડબામાં જતા પુત્રને જોઇ માતાનું દિલ ભરાઈ આવ્યું અને આશિર્વાદ આપ્યા "બેટા ભવાની યશ આપશે. સંભાળીને વર્તજે. મારા શંભુના વધનું વેર લેજે."

શિવાજી મહારાજ ગઢ ઉતરી નીચે આવ્યા. આ વખતે મંડપમાં આઠજ માણસો હતાં.

| | |
|---|---|
| (૧) કૃષ્ણાજીપંત (વકીલ) | (૧) પંતાજી પંત (વકીલ) |
| (૨) અફઝલખાં | (૨) શિવાજી |
| (૩) ખાનનો અમલદાર | (૩) જીવા મહાલા |
| (૪) ,, ,, | (૪) શંભાજી કવજી |



શિવાજી મહારાજનુ સ્ટેચ્યુ પંડિત નહેરૂ
ખુલ્લુ મૂકે છે

जितेन लभते लक्ष्मी मृत्यु नापि सुरांगना
क्षणं विध्वंसिनी काया का चिंता मरणे रणे.

અને રંગમાં આવી ગયા. યુદ્ધમાં જીતવાથી લક્ષ્મી મળશે અને રણમાં મૃત્યુ થતાં સ્વર્ગ મળશે. જે કાયા ક્ષણભંગુર છે તો તેની ચિંતા રણમાં મરણ થાય તો શા માટે કરવી.

કૃષ્ણાજીપંતે અફઝલખાનનો સંદેશો શિવાજીને કહ્યો, શિવાજી આથી ખૂશ થયા. તેઓ પણ મુત્સદ્દી હતા તે બોલ્યા "અમેય બાદશાહ સલામતના જ છીએને ? કેટલાક બંડખોરોને નમાવ્યા, નવા કિલ્લા તેમનાજ મુલકમાં બાંધ્યા. લશ્કરો તૈયાર કર્યાં આ બધુ બાદશાહ માટે જ કર્યું છે ને ? જરૂર હું ખાન સાહેબને મળવા આતુર છું. તેમને આટલો પ્રેમ છે અને તેનો મને પૂરો વિશ્વાસ છે."

રાતે કૃષ્ણાજીપંતને શોભે તે રીતે જમાડયા. માનપાન આપ્યાં અને થોડી ગુપ્ત વાતો પણ કરી. અને શિવાજી મહારાજે હિન્દુત્વના રક્ષણની વાતનો અનેરો ખ્યાલ આપ્યો. ધર્મના હડહડતા કરાયેલા અપમાનના અનુભવો કહ્યા. અને આથી કૃષ્ણાજીપંત પલળ્યા અને શિવાજી મહારાજને તમામ સહાયતા કરવા વચન આપ્યું અને કહ્યું કે મહારાજ

"આપે મારા પર વિશ્વાસ મૂકી મારા જીવનને ધન્ય કર્યું છે. અને આજથી મહારાજ મને પોતાનો ગણે. હું મહારાજનો જ છું." અને અફઝલખાંના કાવત્રાની બધી વાત કરી દીધી.

આમ તો મહારાજના જાસુસી ખાતાએ આ વાત કહી હતી જ. તેમાં આથી પુષ્ટી મળી. મહારાજે કૃષ્ણાજીપંતને કિંમતી વસ્ત્રો અને શરપાવ આપ્યો. અને ખાનને જાવળી આવવા આમંત્રણ આપવા પંતાજી પંતને મોકલ્યા.

પંતાજીએ ખાનને કહ્યું 'અમારા મહારાજાને ખાન સાહેબ માટે ભારે માન છે. મહારાજ આપને ચાચા માને છે. આપ ભર્વાજતનુ સ્વાગત સ્વીકારો તો મહારાજ ઘણા ખૂશી થશે. અને આપના કોઈપણ માણસને તકલીફ નહિ આવે."

અફઝલખાં પણ પંતાજીપંતની વાત સાંભળી ખૂશ થઈ ગયો.

જાવળી પાસે પ્રતાપગઢ નીચે ખાનના સ્વાગત માટે સુશોભિત મંડપ બનાવડાવ્યો. બંદોબસ્ત પણ અદ્ભૂત હતો. શિવાજી મહારાજે જાતે મંડપ બનાવવા મહેનત લીધી હતી.

૧૬૫૯ ના નવેમ્બરની તા. ૧૦ મીને ગુરૂવારે

## મંડપ બહાર

(૧) સૈયદ બંદા (૨) તાનાજી માલસુરે

ખાન મંડપમાં પોતાની બેઠક પર બેઠા હતા. શિવાજી મહારાજ આવ્યા. બંનેના વકીલોએ પરિચય આપ્યો. ખાન ભેટવા આગળ આવ્યો અને મહારાજનો વૈભવ જોઇ ખાન ઇર્ષ્યાથી બોલ્યો. "શિવાજી ! તું સાધારણ સરદારનો છોકરો છે. તો પછી આ ધન ક્યાંથી લૂંટી લાવ્યો !" મહારાજે ગરમ થઈ જવાબ આપ્યો. "હું લૂંટીને લાવ્યો કે ગમે ત્યાંથી લાવ્યો. તે મારે જોવાનું કામ છે. બાદશાહના ભઠિયાર ખાનામાં ખાણું પકવનારના છોકરાને એની શી પંચાત !" આમ પ્રથમ વાતમાં જ જામી.

ખાનની દાનત તો મહારાજને બાથમાં લઈ, ગળું ભીંસી જમણા હાથે કટાર ખોસી પૂરા કરવાની હતી. આથી ખાને મહારાજનું ડોકું બગલમાં ઘાલી દાબ્યું. મહારાજ આથી દગો સમજી ચેતી ગયા. ખાને જમદાઢ વડે મહારાજની ડાબી કૂખમાં ઘા કર્યો પણ બખ્તર પહેરેલ હોઇ જમદાઢ અંદર પેસી શકી નહિ. મહારાજે ભવાનીને યાદ કર્યાં, રામદાસ સ્વામીનું સ્મરણ કર્યું અને વાઘનખ વડે

ખાનના પેટને જમણી બાજુથી ચીર્યું. ખાને તો અબ્લો જ પહેર્યો હતો. એટલે પેટ ફાટયું અને અંદરનાં આંતરડાં બહાર આવ્યાં. મહારાજે સંતાડી રાખેલો બિછવો બહાર કાઢયો અને ખાનની ડાબી કૂખમાં ઘા કર્યો. આથી ખાનની ગળાની ચૂડ ઢીલી પડી અને મહારાજે આંચકો મારી ડોકની પકડ છોડાવી. આ મુલાકાત ઉંચા ચોતરા પર ગોઠવી હતી. ખાન બહાદુર યોધ્ધો હતો. આંતરડાં બહાર નીકળી આવ્યાં હતાં તે પેટમાં ગોઠવી ઓઢેલું શેલું પેટ પર બાંધ્યું. અને તલવાર લઈ તૈયાર થઈ ગયો. અને મહારાજને પડકાર કરી કહ્યું "अब हमारी तलवार देखो" એમ બોલી માથા પર ઘા કર્યો. પણ મહારાજ તો બધી રીતે સુરક્ષિત બની આવ્યા હતા. માથા પર પણ લોખંડી ટોપી ફેંટા નીચે હતી. ખાને "દગો દગો દોડો દોડો" બૂમો મારી. પછી મહારાજે "तुम बढे और पठाण अब हमारी भवानी देखो"। એમ બોલી તલવારનો ઘા ખાનના ડાબા ખભા ઉપર જોરથી કર્યો જે પેટ સુધી ઉતર્યો. આમ ખાન ખતમ થયો. ખાનની બૂમોથી સૈયદબંદા દોડયો એટલે તાનાજી દોડી મહારાજ પાસે આવ્યો. આમ સૈયદબંદા

અને તાનાજી વચ્ચે યુદ્ધ જામ્યું. તાનાજીના હાથે સૈયદબંદા મરાયો. ખાનના બીજા અમલદારો દોડી આવ્યા. પણ જીવા મહાલાએ ખરૂં શૂરાતન બતાવ્યું. અને ખાનના યોદ્ધા પૂરા કર્યા. આ બધું ૧૨ મિનિટમાં જ પૂરૂં થયું. અને આ સમય ચારથી પાંચની વચ્ચેનો હતો.

શીવાજી મહારાજ ખાનનું લોહી ટપકતું માથું હાથમાં લઇ માતા જીજીબાઇની પાસે આવ્યા. માતા પ્રતાપગઢની ટોચેથી મહારાજની રાહ જોતાં બેઠાં હતાં. શિવાજીએ માતાને પ્રણામ કરી પગ આગળ ખાનનું શીર મૂક્યું. મા બોલ્યાં "બેટા તેં મારા શંભુનું વેર લીધું, મારી આંતરડી ઠારી."

ખાનના ખત્મ થયા પછી પણ શીવાજી મહારાજને ચાર લડાઇ લડવાની હતી. કારણ કે ખાને ૩૫૦૦૦ નું લશ્કર ચોપાસ ગોઠવ્યું હતું. આમ જાવળી, વાઈ; કોયના પર અને જનીકિંગ ચાર મોરચે લડાઈ આપવી પડી. તેમાં મહારાજની ફત્તેહ થઈ. ખાનનું તોપખાનું, હાથી ઘોડા, દારૂગોળો, રોકડ નાણું, અનાજ, તંબુ, હથિયારો જે બધું મળ્યું તે પ્રતાપગઢ મોકલવામાં આવ્યું.

મરેલા ખાનનું માથું શંભાજી કવજીએ

હતું તે મહારાજને ગમ્યું ન હતું. બીજે દિવસે માન અને મોભા સાથે તે દફનાવ્યું અને માથું પ્રતાપગઢ પર શ્રી ભવાનીના મંદિર સામેના અગ્નિ ખૂણા તરફના બૂરજમાં બહુ સમારંભથી દટાવ્યું. એ બૂરજને અફઝલ બૂરજ નામ આપ્યું. અને અફઝલખાનના બાદશાહી તંબુનો સોનાનો કળશવાળો સ્થંભ શિવાજી મહારાજે મહાબળેશ્વરના મંદિરને ભેટ કર્યો જે આજે પણ ત્યાં શોભે છે.

આ અદ્વિતીય જીત એ માતાજીની અનુકંપા છે એમ માની મહારાજ તુળજાપુર દર્શન માટે જવાના હતા. પણ ભવાની માતાએ સ્વપ્નમાં દર્શન દીધાં. અને કહ્યું, "મારી પ્રતિમાની ત્યાંજ સ્થાપના કર, બાધા પણ ત્યાંજ કર એમ કહી સ્વપ્નમાં સ્થળ બતાવ્યું."

## પ્રતાપગઢ

ઇતિહાસકારો કહે છે કે શિવાજી મહારાજના ૧૦૦ થી પણ વિશેષ કિલ્લા હતા. અને અફઝલખાનના વધને કારણે મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજ ખૂબ જ મહત્ત્વ પામ્યા.

જાવળીનું ધન હાથ લાગ્યું તેથી મહારાજે પ્રતાપગઢ અને તેમાં ભવાની માતાનું મંદિર કેમ

બંધાવ્યું તે સંબંધમાં ઘણી વાતો કહેવાય છે. શિવાજીના દાદા માલોજી ભોંસલેને દેવીનો ચમત્કાર થયેલો. અને જમીનમાંથી દાટેલું ધન મળેલું. આ ધન એ દેવીનો પ્રસાદ હતો. ભોંસલે કુટુંબની આબાદી અને ઉન્નતિમાં દેવીની કૃપા હતી એવી અટલ શ્રદ્ધા ભોંસલે કુટુંબના માણસોને હતી. તુળજા ભવાનીના દર્શન કરવા વર્ષમાં એકવાર પણ આ લોકો જતાજ. પણ હવે સંજોગો બદલાયા હતા. શિવાજી મહારાજે હિન્દુત્ત્વના રક્ષણ માટે માથું ઉચક્યું હતું એટલે મહારાજના દુશ્મનો ચારે બાજુએ હતા. આથી રસ્તો કાઢી રાયરીના કિલ્લા પર ભવાનીનું મંદિર બાંધવું એમ નક્કી કર્યું અને ઉત્તમ મૂર્તિ બાંધવા શિલ્પકારો રોકયા. ત્યાં તો એક દિવસ સ્વપ્નામાં તુળજા ભવાનીએ મહારાજને દર્શન દીધાં. અને જણાવ્યું "તું રાયરીના કિલ્લા પર મંદિર બાંધવાની તૈયારી કરે છે પણ મારી ઇચ્છા મારૂં સ્થાન ત્યાં રાખવા નથી. મારી ઇચ્છા પ્રમાણે તો મહાબળેશ્વર નજીક મારૂં મંદિર બંધાવ. "તું ભોરપ્યા ડુંગરી ખોળી કાઢ અને છેક ડુંગરની ટોચે મારૂં મંદિર બંધાવ. ત્યાં તારે માટે એક કિલ્લો પણ બંધાવ."

મહારાજ આ સ્વપ્નથી ઝબકીને જાગ્યા. સવાર થતાંની સાથે જ 'ભોરપ્યા ડુંગરી'ની ખોળ કરવા મહારાજ નીકળી પડયા. જંગલોમાં, ઝાડોમાં ટેકરા અને ખાડામાં ડુંગરામાં મહારાજ ખૂબ રખડયા પણ પત્તો લાગ્યો નહિ. આખરે ઢોર ચારતો જંગલનો એક ભરવાડ મળ્યો. તેને ભોરપ્યા ડુંરી બતાવી. આ ડુંગરી મહાબળેશ્વરની પશ્ચિમે ૧૨ માઇલ દૂર આવેલી હતી. આ ડુંગરી ઉપર આજુબાજુએ ખૂબ ફર્યા. એ ડુંગરીને જૂદી જૂદી નજરે જૂદી જૂદી દૃષ્ટિથી મહારાજે નિહાળી. ત્યાં એક શિલા જણાઈ. એ શિલાને જોઈ મહારાજને ખાત્રી થઈ કે ભવાની માતાએ સ્વપ્નમાં બતાવેલી ડુંગરી આજ હોવી જોઈએ આ શિલા પર 'શિવ'નું ચિન્હ મહારાજના જોવામાં આવ્યું અને અહીં કિલ્લો અને મંદિર બંધાવ્યાં. કિલ્લા બાંધવાના કામમાં કુશળ એવા મોરોપંત પિંગળેને આ કામ સોંપ્યું. અને મોરોપંતે હિન્દવી રાજ્ય સ્થાપવાનું લક્ષમાં રાખી પ્રતાપગઢનો કિલ્લો બંધાવ્યો.

કોયના ખીણથી ૧૦૦૦ ફુટ ઉંચે પ્રતાપગઢ છે. મહાડ રોડ પરથી તે સુન્દર દેખાય છે.

મહાબળેશ્વરમાં આવી કૃષ્ણા અને એ પંચ-ગંગાનું દેવળ જોવાની સૌ પ્રથમ ઈચ્છા હતી તે

પૂર્ણ કર્યા બાદ શિવાજી મહારાજને સ્મરી પ્રતાપગઢ જોઇ ઇતિહાસ ભણતી વખતે ક્યારેક પ્રતાપગઢ જોઇ લઇશું એવો જે અવ્યક્ત વાયદો કરી મૂક્યો હતો એમાંથી ઝટ મુક્તિ અનુભવી હાશ એમ કરી શકું એ ઇચ્છાએ પ્રતાપગઢ જવા આખી મોટર કરવા હું તત્પર બન્યો. પણ મોટરવાળા પ્રતાપગઢ કરતાં મહાબળેશ્વરની આસપાસના નજીકનાં points પહેલા ફેરવવાની વૃત્તિ રાખતા અને દિવસ પૂરો કરી તેના આખા દિનના રૂપિયા ૪૦ લઈ પાડતા. આખા દિવસની મોટર નક્કી કરીએ એટલે એવી રીતે ફેરવે કે પ્રતાપગઢ રહી જાય અને બીજા બીજા નજીકના જોવાનાં ભાગો જોવા પડે. આને માટે એક અનુભવીએ રસ્તો સૂચવ્યો "મહાડ જતી મોટરમાં જાવ, માત્ર આઠ આના લેશે અને બાર માઇલે વાડા ગામ આવશે ત્યાં ઉતરજો. એટલે ડાક બંગલા પાસે કુલી, ઉંચકવાવાળા બધા ઉભેલા મળશે જ. સામાન વગેરે ઉંચકવાનો એક રૂપિયો લેશે." પંદર રૂપિયા એકલા પ્રતાપગઢના ખર્ચવા તેના કરતાં આ દરખાસ્ત ઠીક લાગી. મહાડ જતી મોટરમાં અમે બેઠા. સાથે પંડિત ચક્રધર જોષી હતા. નાનો ચિ. અશ્વિન પણ હતો આ બાજુનું સૃષ્ટિ સૌંદર્ય અદ્‌ભૂત છે. જેમ કાશ્મીરમાં

જતાં રાવળપિંડીને રસ્તે જનાર જમ્મું રસ્તે પાછો આવે અને જે રીતે કુદરતની લીલા પર મુગ્ધ બને તેમ આ મહાડનો રસ્તો જોઈ હું કુદરતની કળા ઉપર મુગ્ધ થઇ ગયો. પ્રતાપગઢ તો આમ સરળ માર્ગે જવાનો છ માઇલનો જ પહાડી માર્ગ છે. શિવાજી મહારાજના હાથી, ઘોડા અને પોતે કેટલીયે વાર ટૂંકે જ રસ્તે ગએલા એવી જે વાત સાંભળેલી તે પણ પ્રતાપગઢને સામે ને સામે જોતાં અદભૂત રમણીય અને સાચી લાગી. આ રસ્તે ચઢાઈ નથી પણ ઉતરાઈ છે અને મોટર મઆની ગોળગોળ કુંદડી ફરતી વનસ્પતિ સૃષ્ટિનો વિપુલ મહિમા બતાવતી ચાલી જતી. પંડિતજી તો અદ્રિનાથવાસી હતા- હિમાલયમાં કૈંક પહાડો અને વિકટ પ્રવાસો ગંગોત્રી, જન્મોત્રી કેદાર વગેરે કરી ચૂકયા હતા. તે છતાં દિલમાં જે કુદરતી પ્રેમ અને તાજો મુંબઈનો વસવાટ હતો તેથી પહાડ જોતાં મન ફરીથી મુગ્ધ થવાથી તેમનું પણ હૈયું નાચી ઉઠયું. "શું આ ભૂમિ છે. એ જમાનામાં કેવે સ્થળે કિલ્લો બાંધ્યો છે? કેવો પહાડની ટોચ પર દેખાય છે" અને બોલ્યા "વીર ભુંક્તા વસુંધરા નો એ જમાનો હતો. મહારાષ્ટ્રમાં વીર શિવાજી હતા, મેવાડમાં મહારાણા પ્રતાપ હતા. "અને આજે

બુદ્ધિ મુક્તાવસુંધરા છે" મેં કહ્યું અને ગોળ ફરતી મોટરમાં કિલ્લો સાદશ્ય દેખાય અને ઘડીમાં બીજે પહાડ આડો આવી જાય કે કિલ્લો ન દેખાય. ગોળ ફરતી મોટરમાં કિલ્લો દેખાયલો રહે તો સંતોષ થાય કે જ્યાં જઇએ છીએ તે પણ કેવો ભવ્ય લાગે છે? શું સુન્દર પસંદગી કરી કેવા ઉન્નત સ્થળે બાંધ્યો છે. આમ જોતા જોતા અમે વાડા અથવા કુંભરોશી ગામે આવી પહોંચ્યા.

અહીં અમે જાન્યુઆરીમાં આવ્યા હતા એટલે ફક્ત પાંચ સાત મજુરો હતા. તેઓ મને કહે "શેઠ મજુર કરો આ બાબો થાકી જશે" મને અશ્વિનનો અનુભવ હતો. કાર્લાની ગુફામાં ગયા ત્યારે તે હોંશથી ચઢી ગયો હતો. એટલે કુલી કરવાની જરૂર ન હતી. હું તો કુલીનો આ રીતે ઉપયોગ કરવો એમાં સિદ્ધાંતથી વિરૂદ્ધ હતો. મેં કહ્યું "એ બચ્ચા તો ચઢેગા, એ પંડિતજીકો લે લો" પંડિતજીનું વજન તે જ દહાડે કરાવ્યું હતું. પંડિતજી હતા ૧૭૮ પાઉન્ડ. પંડિતજી મારી ગમ્મત સમજી હસી પડી બોલ્યા "હાં મુઝે લે લો આપકે લિયે ભી ઠીક રહેગા" કુલીઓ એક બીજાના સામુ જોઈ હસવા લાગ્યા. ખુરશી કરે તો આઠ માણસોની સહાયથી પંડિતજીને પ્રતાપગઢ લઈ જઈ શકાય

એમ હતું. પણ પંડિતજીને ક્યાં બેસવાની જરૂર હતી ! તેઓ સંસ્કૃતના, શાસ્ત્રના અને જ્યોતિષના ભારે વિદ્વાન. તેમને હિમાલયવાસીને આ પહાડ ટેકરા સમ હતો. તેઓ તો પોતાનો અને મારો બિસ્ત્રો પણ મજૂરના અભાવે ઉંચકવા શક્તિશાળી હતા પણ મજુરને નિરાશ ન કરવા અને પંડિતજી કે જે વીરત્વ અને બુદ્ધિબળના સારા સુમેળવાળા હતા. તેમને એક રૂપિયાના હિસાબે મારે કાંઈ તેમની શક્તિ અજમાવી લેવાનું પ્રયોજન ન હતું.

એક કલાકમાં અમે ચઢી રહ્યા. અશ્વિન અને પંડિતજી મોખરે હતા. હું અને કુલી સાથે હતા. હિમાલયમાં અમરનાથ જતાં ૧૬૦૦૦ ફીટ ઉંચે ચઢયો ત્યારે ૧૦૦૦૦ પ્રવાસીમાં હું ૧૦૦ મો હતો. આજે મુંબઈના હિસાબે જીવન જીવતો રહી મેં કેવો શારીરિક વિકાસ ગુમાવ્યો હતો તે હું પાછળ રહ્યો તેથી જોઇ શક્યો

પ્રતાપગઢ આવી હું ખૂશ થઈ ગયો. પંડિતજી અને અશ્વિન પણ. પંડિતજી તો સીધા ભવાની માતાના મંદિરે દર્શન કરવા ઉપડ્યા. તેઓ કલા-રસિક ભક્ત અને જ્ઞાની હતા. વળી પાછો સંસ્કૃત શ્લોકોનો પ્રવાહ ચાલે. વાતે વાતે ઉપમા અને અલંકાર.

પૂજારી કહે "માતા ભવાનીને લોકોએ ભેટ ધરાવેલ લાખો રૂપિયાની કિંમતનું ઝવેરાત અહીં હતું. પણ ચોર ચોરી ગયા. ચોરનાર જેલમાં ગયો. અહીં કિંમતી ઝવેરાત એવું હતું કે જોવા જેવું. હવે તો અહીં દાગીના મોતીની માળા કંઈ રાખતા નથી. સતારાના રાજા ટ્રસ્ટી છે. એટલે બધું સતારા રાખીએ છીએ. અને હવે મા ભવાનીને માટે ચોકી વગેરેની વ્યવસ્થા પણ છે હવે બરાબર સાવધ છીએ. પંડિતજી તરત બોલી ઉઠ્યા.

"चोरे गते वा किमु सावधानम्"

અહીં ૨૧ નોકરોનું કુટુંબ વસેલું છે. પરાપૂર્વથી એ લોકોના કુટુંબીઓ અહીં જ રહે છે. આ લોકો માતાના પૂજારી પોતે વર્ષોથી છે તેનું ગારવ લે છે. અહીં વસ્તી આ લોકોની જ ખાસ છે. માતાજીની આરતી રોજ થાય છે. સાંજ પડે એટલે કિલ્લાનો જે મોટો દરવાજો છે તે બંધ કરવામાં આવે છે. દરવાજો બંધ કર્યો એટલે પછી હિંસક પ્રાણીથી પણ અંદર આવી શકાતું નથી અને એ રીતે કિલ્લો સુરક્ષિત રહી શકે છે. કિલ્લાને ફરતી મોટી જાડી દિવાલ છે. કહે છે કે શિવાજી મહારાજના વખતનું એક ઝાડ આજેય મોજુદ છે જે સ્થળે તે વખતે કોઠાર હતો. જે સ્થળેથી ગુનેગારને નીચે પટકવામાં

આવતો તે સ્થળ પણ જોયું. આ સ્થળે પહાડની અનુપમ રચના જોતાં મહાબળેશ્વરના બધા પોઈન્ટ્સ ભેગા થાય તોય આ દૃશ્ય જેવું સુંદર અને વિરાટ દૃશ્ય મને તો ક્યાંયનું ન લાગ્યું. અહીં સમર્થ સ્વામી રામદાસે સ્થાપેલ શ્રી હનુમાનજીનું મંદિર છે. મુંબઇના ખટાઉ મીલવાળા શેઠે તેમાં મરામત કરાવી છે અને તેમાં બહુ ભારે શ્રદ્ધા ભાવુકની જેમ રાખે છે.

ઉનાળામાં ગુજરાતીઓ ખૂબ આવે છે. અહીંના પૂજારી, હવાલદાર, ગોર, પોલીસ, પટાવાળા બધાયને ઉનાળામાં ખૂબ પ્રવાસી આવતા હોઈ સારી રકમ મળી રહેતી હોય છે.

માતાજીની અર્ચની વ્યવસ્થા માટે શિવાજી મહારાજે ઈનામમાં કેટલાંક ગામ આપેલાં છે. જેમાંથી નૈવેદ્ય થાય છે મેળાનો ખર્ચ પણ નીકળે છે. અને આટલા બધા નોકરોના પગાર અને જરૂરી ખર્ચ નીકળે છે. લઢાઈ આવી અને ગઈ. જીવન ધોરણ ઉંચું વધે કે ઘટે અહીંના નોકરોના પગારમાં કાંઇ જ ફેરફાર નથી. અને તેઓ પણ બીજી દુનિયાને ઓળખતા ન હોય તેવી મન અને કિલ્લાની નાકાબંધીમાં રહે છે. અહીં નિતાંત શાંતિ હતી.

માતાના મંદિરની સામે જ જે બુરજ છે તેમાં અફઝલખાનનું ધડ દાટેલું છે. નીચે અફઝલખાંની -| કબર કરી છે. જે શાંત અને સ્વચ્છ ઉપરાંત જોવા-જેવી છે.

આ કિલ્લાની રચના મોરૂ ત્રિકમ પિંગલેએ કરેલી છે. આ કિલ્લો એ અભેદ્ય કિલ્લો મનાતો. અહીં પાણીની વ્યવસ્થા બહુ સારી છે. માતાજીના સતની એક વાત છે. અહીં બે પાણીના તળાવ છે. અને હજી સુધી વર્ષોથી પાણી કદી ખૂટયું નથી. પીવાનું પાણી જૂદું છે. જ્યારે ધોવાના પાણીની પણ જૂદી વ્યવસ્થા છે. એક વખત એવું વર્ષ ગયું હતું કે પાણીની અછત હતી. આથી અહીં રહેવાવાળાને ચિંતા પેઠી કે પાણી ખલાસ થશે તો શું કરશું? બધા માણસો નીચે વાડા ગામમાં પાણીના બેડાં ભરવા માટે નીકળવાના વિચારમાં હતા. ત્યાં તો પાણી ભરાયું. રાતે પુરોહીતે શિકાર શોખની અને બીજી ઘણી આવી વાતો કરી. આ બાજુ જંગલમાં શિકાર કરવા રાજા ઘણી વાર આવે છે. મહાબળેશ્વરમાં કંઈક શિકારના શોખીનો આવે છે અને જંગલોમાં શિકાર માટે ફરે છે. જલ્દી પાછા ન જતાં રાતે રહ્યા તે ગમ્યું. રાત મઝાની હતી. ચાંદની ચમકતી હતી. રાતે પહાડનું દ્રશ્ય મનમોહક

હતું. જાણે જોયા જ કરીએ. શું કિલ્લાની મહારાજની પસંદગી છે ? સવારે પાંચ વાગે ઉઠી, ચા પી અમે નીચે ઉતરવા માંડયું. ઉતરતાં તો મઝા પડી. અમે ઝાડીમાંથી ત્રણે જણા પસાર થઈ રહ્યા હતા. રાતે શિકારની વાતો સાંભળી હું જરા સ્વસ્થ થઈ ગયો હતો. કોઇ પ્રાણી જોવા તો નહિ મળે ? મળે તો અમારા પંડિતજી જબરા હતા અને અમને તેમની હુંફ બધી રીતે હતી.

કેવો પ્રતાપગઢનો કિલ્લો બે ભાગમાં બાંધેલો દેખાતો હતો. નીચેનો કિલ્લો અને તેની ઉપરનો બીજો કિલ્લો. ઉપરના કિલ્લાને 'બાલે કિલ્લો' એ નામે ઓળખે છે. અહીં શિવાજી મહારાજનો મહેલ હતો, અને શિવનું મંદિર બંધાવેલું જે કેદારેશ્વરને નામે ઓળખાય છે. જૂની વ્યવસ્થામાં એક પાણીની વ્યવસ્થા આજે મોજુદ છે.

જે પૂજારીની નીમણુંક શિવાજી મહારાજે કરેલી તેનું નામ વિશ્વનાથ ભટ્ટ હડપ હતું. આજેય જેના વંશજો છે. તે વખતનો દરવાજો છે. કિલ્લામાં થોડાં મકાનો છે તેમાં પૂજાર્થે રહેલા નોકરો વસે છે. ચઢતાં અને ઉતરતાં થોડો શ્રમ પડયો હતો પણ એ ઐતિહાસિક ભવ્ય દસ્યમાળા જોયાના સંતોષે થાકને આનંદ અને ઉત્સાહમાં ફેરવ્યો

હતો ૧૮૨૩–૨૪માં સતારાના રાજા પ્રતાપસિંગે ભવાની માતાની પ્રતાપગઢ જઈ પૂજા કરી હતી. અહીં તેમને ખૂબ આનંદ આવ્યો હતો, આ સ્થળ ગમ્યું હતુ. રાજા પ્રતાપગઢ આવી રહ્યા છે એ ખબરે લોકો પણ ખૂબ ઉત્સાહી અને આનંદી બન્યા હતા. નાના મોટા સરદારો ૨૦૦૦ માણસો સાથે આવેલા.



## અંગ્રેજોની પસંદગી

સતારા જીલ્લાના જાવળી તાલુકામાં વાઈની પશ્ચિમે ૧૭°૫૧ ઉત્તર અક્ષાંશે અને ૭૩°૩૦ પૂર્વ રેખાંશ પર વેસ્ટર્ન ઘાટ તરીકે આ પહાડ પ્રખ્યાત થએલ છે. તેમાં ઉંચા શિખરો, ઊંડી ખીણો અને પુષ્કળ ઝાડી છે. અને તંદુરસ્તી બક્ષે એવા કુદરતી ગુણો ધરાવે છે.

આ પ્રદેશનું નામ મહાબળેશ્વર છે જે યથાર્થજ છે. જે આ સ્થળનું મહત્વ દર્શાવે છે. ત્રણ સંસ્કૃત શબ્દોનો કેવો સુન્દર સુમેળ જામ્યો છે, મહા, બળ, ઇશ્વર. જેને ભેગા કરીએ તો સર્વશક્તિમાન પ્રભુ. એવો અર્થ થાય છે. જે પવિત્રતા અને વિશુદ્ધતાનો ખ્યાલ આપે છે. જ્યાં જ્યાં આવા

ઉંચા પહાડો છે ત્યાં ત્યાં દેવી નામો જોડાયેલા છે અને તેનુ પણ સ્પષ્ટ કારણ છે ઉંચા પહાડો ત્યાંની ગાઢ શાંતિ, નિવૃત્તિમય જીવન એ બધું પ્રભુ પ્રતિ વધુ ને વધુ જાગૃત કરે છે અને આવા પહાડો પર જ ઋષિમુનિઓના વસવાટના દાખલા ક્યાં ઓછા છે? અને આવા પર્વતિય પ્રદેશોમાથી જ તો નદીઓના ઝરણ થયા છે જે ખેતીને આબાદ કરે છે હિમાલયમા ગંગોત્રી અને જન્મોત્રીમાથી, ગંગા અને જમના વહે છે ત્ર્યબકેશ્વરમાથી વહેતી ગોદાવરી અને મહાબળેશ્વરમાથી વહેતી કૃષ્ણા આ બન્ને નદીઓ દક્ષિણમા કેટલી ઉપયોગી અને મહત્ત્વપૂર્ણ છે!

આવા સુંદર આ સ્થળે સૌથી પ્રથમ આવનાર અને આ ભૂમિને તંદુરસ્ત હવા ખાવાના મથક તરીકે ઉપયોગ કરવા યોગ્ય સ્થળ તરીકે જાહેર કરનાર સૌથી પ્રથમ અંગ્રેજ જનરલ લોડવિક છે એ કે ત્યાર પહેલા પુનાના દફતરમાથી એવી નોંધ મળે છે કે ૧૭૯૧ મા ઓકટોબરની ૧૪ તારીખે પુના દરબારના પહેલા બ્રિટિશ રેસિડેન્ટ ચાર્લ્સ મેલેટે પેશ્વા સાથે મુલાકાત લીધી હતી પેશ્વાએ રૂા ૧૭–૮–૦ મંદિરને દાન કર્યું હતુ એ રીતે એક અંગ્રેજે પેશ્વા સાથે આવી પહેલવહેલુ આ



વાઈ ગણપતિનું મંદિર



અજેક્ય બુરજ

ભૂમિનું રસદર્શન કર્યું હતું. તે વાઇથી આવ્યો હતો. પણ જે અંગ્રેજે આ ભૂમિને વિકસાવવામાં ફાળો આપ્યો હતો તે તો જનરલ લોડવિક હતા. તેઓ ૧૮૨૪માં સતારાથી આવ્યા હતા. સતારામાં તે વખતે ઘણી જ ગરમી પડતી હતી. તેથી આબોહવાનો ફેરફાર કરવા તેઓ એક અખતરો કરવા આવ્યા હતા. તેમને આ સ્થળ ખૂબ ગમ્યું. ખૂબ પ્રશંસા કરી અને છાપામાં પણ લખ્યું:-

Even in the month of April, a climate in which the days are never sultry and the nights always cold, not that chilling cold, arising from dense vapour of the plains, but a bracing cold, peculiar to mountains, which gives elasticity both to body and mind

The scenery from many positions is both grand and romantic one of old England, from the ground being covered with high fern, the wild, rich note of the black-bird (common to the highest Deccan Hills) meeting the ear on every side, while the eye looked down upon

*the Ghauts* and over the conkan to the ocean.........

Satara,
May, 1st 1824 Lodwik.

ત્યાર બાદ ૧૮૨૫ ના મે માસની ૧૦ મી તારીખે કોલોનલ બ્રિગસ મહાબળેશ્વર આવ્યા. તેમને આ સ્થળ ઘણું જ ગમ્યું અને સતારાના રાજાને પાકા રસ્તા બાંધવા સમજાવ્યા રાજાની દૃષ્ટિ ચકોર હતી. આનું મહત્ત્વ તે સમજ્યા હતા. અને તેમણે પાર ઘાટના રસ્તા રિપેર કરાવવા અને વેણ્ણા સરોવરમાં સુન્દર હોડી મૂકવી એમ વિચાર્યું.

વરસાદ પછી રાજાએ કામકાજની શરૂઆત કરી અને સતારાથી પ્રતાપગઢનો રસ્તો સમો કરાવ્યો. અને તે બાબતના અંગ્રેજ રેસિડન્ટસ બ્રિગ્સ રાજા સાથે મહાબળેશ્વર આવ્યા. ૮૦૦ કુલીઓને માસિક રૂપિયા ૪ લેખે પગાર આપ્યો. પારઘાટના રસ્તાના ખર્ચના રૂ. ૧૫૦૦૦ થયા. ૫૦૦૦ રૂપિયા વેણ્ણા નદીનો બંધ બાંધવામાં ખર્ચાયા. આમ રાજા અને અંગ્રેજ રેસિડન્ટે આ ભૂમિને વસવા યોગ્ય અને ઉપભોગ-નીય બનાવવા ખભે ખભો મેળવી કામ કર્યું. ૧૮૨૬ માં સૌથી પ્રથમ લાકડાનું મકાન બ્રિગ્સે અહીં બંધાવ્યું. આ મકાન સિડાલા ઘાટ પર

બાંધ્યું જે આજે વિલ્સન પોઇન્ટને નામે પ્રસિદ્ધ છે. ત્યાં તે તેમના પુત્ર સાથે રહ્યા તેમણે આ વખતના મુંબઈના ગવર્નરને આ સ્થળની સેનિ-ટોરિઅમ તરીકે પસંદગી કરવા વિનંતિ કરી. ૧૮૨૬ માં મુંબઈની મેડિકલ બોર્ડને આ સ્થળ માટે આ જાતનું લખાણ લખ્યું:–

"વેણ્ણા, કોયના અને કૃષ્ણાના મૂળ, મંદિરની નજીકમાં અને મહાબળેશ્વરમાં જ છે; અને પુષ્કળ પાણી ખીણમાં થઇ ઝાડોમાં અને ખેતરોમાં વહી જાય છે."

"નીલગીરી કરતાં વધુ ૧૦ ડીગ્રી ઉષ્ણતા-માનવાળું અને સતારા કરતાં ૧૫ થી ૨૦ વધુ ઠંડા હવામાનવાળું આ સ્થળ એપ્રીલ, મે માસ, કે જે ગરમીના દિવસો ગણાય છે, ત્યાં પણ અહીં શીતળ અને આલ્હાદકારી હવા છે. ચોમાસામાં સૂર્ય ભાગ્યે જ દેખાય છે. સતારામાં માર્ચ માસમાં જે છોડ સૂકાઈ જાય, તે અહીં માર્ચ માસમાં રોપીએ તો ખુશનુમા ફુલોથી મે માસમાં તો લચી ઉઠે છે."

John Briggs.
Resident Satara.

૧૮૨૮ માં ગવર્નર માલકમ સિડોલા હીલપર આવ્યા. સતારાના રાજાએ તે અરસામાં મળી શકતી તમામ સગવડ અને વ્યવસ્થા તેમને આપી.

ઉત્તમ સ્વાગત કર્યું. મહાડ થઈને એ બધા આવ્યા. રાજાએ મહાબળેશ્વરના વિકાસની અને સરકારની સહાયતાની અગત્યતા પર ભાર મૂક્યો. રાજાએ પોતે પણ સંપૂર્ણ સહાયતા કરવા ખુશી બતાવી. ગવર્નરને એ બધું પસંદ પડયું, અને આ પહાડપર રાજાનું નામ જોડવા દરખાસ્ત મૂકી. પણ રાજાએ ગવર્નરનું નામ મૂકવા ઇચ્છા અને આગ્રહ દર્શાવ્યાં. અને એ ભાગને માલકમ પેઠ એવું નામ આપ્યું. અને રાજા પ્રતાપસિંગે ઢંઢેરો બહાર પાડી જાહેર કર્યું, કેઃ—

"નામદાર છત્રપતિ શ્રીમંત મહારાજા રાજશ્રીની સતારાની પ્રજાને આથી જણાવવામાં આવે છે કે જાવલી પાસે જે પહાડ આવેલો છે, જેની પૂર્વમાં તાઈ ઘાટ છે. પ્રતાપગઢની પશ્ચિમે રંતોડીનો ઘાટ છે. દક્ષિણે કુરૂલસી ઘાટ છે. ઉત્તરમાં ખૂણામાં એક બાજુ મહાબળેશ્વર છે જેમાંથી કૃષ્ણા નીકળે છે. આની નજીક ટોચ પર જે પહાડ આવેલો છે, જે નહરને નામે પ્રખ્યાત છે, જેની હવા ગરમીમાં ખુશનુમા છે, જ્યાં ગવર્નર માલકમ સાહેબે અને કેટલાક અંગ્રેજોએ બંગલા બાંધ્યા છે, જ્યાં અમે પણ બાંધકામ કરવા માગીએ છીએ. ત્યાં વેપારીઓ, દુકાનદારો વસે, અને એ ભાગને વિકસાવે. અહીં

જે બજાર ભરાશે તેને માલકમ પેઠ કહેવામાં આવશે અને જે આબાદ થશે અને સુરક્ષિત રહેશે."

૧૮૨૯ માં ગવર્નર માલકમ અહીં રહેવા વહેલા આવી ગયા. સ્ટાફના પણ ઘણા માણસો આવ્યા. અહીંના તેમના બંગલાને Mount Malcolm કહે છે.

૧૮૨૯ ના મે માસની ૧૬ તારીખે સતારાના રાજા અને કંપની સરકારને જે ટ્રીટી થઈ તેનો પહેલો પેરો આ રહ્યો :–

"Articals of agreement between the Honourable Company on the one part and His Highness the Raja of Satara on the other, regarding a cession by His Highness of certain lands and the village of Paur on the Mahabaleshwer Hills in the District of Jaoli in exchange for the village of Khandala in the District of Wai"

સરકારનો ઉત્સાહ અને ટેકો સારો મળતાં આ સ્થળની આરામ અને શાંતિ માટેના એક શ્રેષ્ઠ સ્થાન તરીકેની નામના ખૂબ આવકારાઈ અને ઘણા માણસો તેની મુલાકાતે આવવા લાગ્યા. ૧૮૩૦ માં ગવર્નર ફરી આવ્યા. આ અરસામાં અંગ્રેજ અમલદારો માટે કેટલાક નવા બંગલા પણ તૈયાર થયા.

ત્યાર પછીના દસ વર્ષમાં ૨૦૦ થી ૩૦૦ મુલાકાતીઓ (તેમાં વિશેષ અંગ્રેજ અમલદારો હતાં) દર વર્ષે આવવા લાગ્યા. મુંબઇથી આવવા માટે વાહનની આજના જેવી સગવડ ન હતી. ઘોડા પર કે કુલીઓની પાલખીમાં ખાંધે ચઢીને આવી શકાતું. સતારાના રાજાએ ૧૮૩૦ માં સતારાથી મહાબળેશ્વરનો રસ્તો બંધાવેલો, તે રસ્તે પણ અવાતું. મુબઈથી દરિયા માર્ગે ૭૦ માઈલ અને પછી સાવિત્રી નદીમાં હોડકામાં મહાડ સુધી આવતા, અને મહાડથી ૩૦ માઈલની પહાડની મુસાફરી કરતા.

૧૮૪૦ માં ૭૦ કુટુંબો રહી શકે એવાં મકાનો બંધાયાં હતાં. જેમાં ૫૩ સંપૂર્ણ થઈ શકયાં હતાં. આ વખતમાં ૨૧ વર્ષની લીઝે મકાન બાંધવાની પરવાનગી સરકાર આપતી.

છ દુકાનો અંગ્રેજોએ કરી હતી. સતારાના રાજા કે જેમનો મહાબળેશ્વરના વિકાસમાં અદનો ફાળો હતો, તે સમય બદલાતાં મુશ્કેલીમાં મૂકાયા. તેમને અંગ્રેજ સાથે મતભેદ પડયો. અને તેમને બનારસમાં રાખ્યા અને રૂ. ૧૨૦૦૦૦ નું પેન્શન બાંધી આપ્યું. અને તેઓ કુટુંબ સાથે બનારસ રહ્યા. ૧૮૪૭ ના ઓકટોબરની ૧૪ તારીખે આ રાજાનો દેહાંત થયો.

૧૮૪૧ થી ૪૬ સુધી ગવર્નર તરીકે જ્યોર્જ આર્થર હતા. અને આજેય મહાબળેશ્વરનું ઉત્તમોત્તમ દૃશ્ય, કે જ્યાં આ ગવર્નર બેસતા, તે પરથી ખૂબ જ જાણીતું અને માનીતું આર્થરસીટ, એ જોવા જેવી જગ્યા તરીકે પ્રખ્યાત છે. અને મહાબળેશ્વર સાથેનો તેમનો નાતો આજદિન લગીનો છે. કારણ કે તેમના પુત્ર અને પૌત્ર આ જીલ્લાના કલેકટર હતા.

મહાબળેશ્વરના આજના આ વિકાસમાં અને ઘડતરમાં અમૂલ્ય ફાળો આપનાર સર બાર્ટલ ફ્રીઅરને પણ કેમ ભૂલાય! તેઓ ૧૮૬૨-૬૭ સુધી મુંબઇના ગવર્નર હતા. અને તેમના સમયની આ પ્રદેશની વધતી જતી આબાદી નોંધને પાત્ર છે. તેમના સમયમાં મુંબઇના ઘણા આગેવાનો અહીં આવતા. અને કેટલાકોએ તો પોતાના મકાનો પણ અહીં કર્યાં. જેમાંના કેટલાકમાં ફલટનનાં વડા, ભોર, ઔંધ અને જાટ સ્ટેટના રાજા હતા. મુંબઇના આગેવાનોમાં ડૉ. ભાઉ દાજી, રાવસાહેબ માંડલિક, બાલાજી પાંડુરંગ, મોરારજી ગોકલદાસ, દિનશા માણેકજી પિટીટ, સર જમશેદજી જીજીભાઈ; કાવસજી શાપુરજી, ફરામજી નસરવાનજી દોરાબજી પેસ્તનજી, ડેવિડ સાસુન, નવાબ જાફર-

અલીખાન વગેરે હતા. ક્રિયર હોલ ઉઘરાણું કરી બાંધવામાં આવ્યો હતો.

૧૯૧૫ સુધીમાં ૭૦ થી વધીને ૨૦૦ બંગલા બંધાયા હતા. આજે તો ઉનાળામાં વસ્તી ભરી-ભરી લાગે છે પણ આપણે જોયું કે આવા સારા સ્થળને જમાવવા અને વિકસાવવા ઘણી નામાંકિત વ્યક્તિઓએ જહેમત ઉઠાવી અગત્યનો ફાળો આપેલો છે. જેમાં સતારાના રાજાનો ફાળો ઘણો જ મહત્ત્વનો છે. અને એ રાજાએ પોતાનું નામ પ્રખ્યાત કરવાનો મોહ છોડી સર માલકમને એ રસ્તાનું નામાભિષેક કરી અનોખી ઔદાર્યતા દાખવી છે.



## ફરવાનાં સ્થળો.

### વિલ્સન પોઇન્ટ

મહાબળેશ્વરમાં, ગાડીમાં, કે ઘોડા પર બેસીને ફરવા જવાનું ઘણું મળી રહેતું હોઈ, મઝા પડે છે. બીજા પહાડોમાં સપાટ પ્રદેશ ઓછા માઈલોનો હોઈ અહીંના જેટલી મઝા આવતી નથી, જ્યારે મહાબળેશ્વરનો ૧૮ માઈલનો પ્રદેશ છે એટલે સારી રીતે ફરી શકાય છે. વિલ્સન પોઈન્ટ એ મહાબળેશ્વરનું C માં ઉંચું પોઈન્ટ ૪૭૧૦ ફીટનું

છે. પહેલાં તેને સિંડોલા હિલને નામે ઓળખતા, જે બજારથી એક માઇલ છે.

મુખ્ય રસ્તામાંથી પસાર થતાં બજારના છેલ્લા ભાગની એક ગલી આગળ આવતાં આપણે એક ચોરસ રસ્તા આગળ આવીએ છીએ. જ્યાં બીજા ઘણા રસ્તા મળે છે. વિલ્સન પોઇન્ટ જવા માટે આયાટ રોડથી આગળ આવતાં ટેમ્પલ હોલ બંગલો અને માયાટહાઉસ આવ્યા પછી ચાર રસ્તા નજીક હેથવ્યુ બંગલો આવે છે. ત્યાંથી સીધા આગળ જતાં માઉન્ટ માલકમનો અહીંનો ઇતિહાસ પ્રસિદ્ધ બંગલો આવે છે. એના કંપાઉન્ડમાં બે પિરામીડ જોઈએ છીએ. તે રોબર્સનના બાળકોની કબર છે. રેઇસિ વ્યુ હોટલ આ રસ્તે વચમાં આવે છે.

મુંબઈના ગવર્નર સર લેસ્લી વિલ્સન અહીં આવેલા. તેમને આ સ્થળ ખૂબજ પસંદ પડયું. તેથી તેનું નામ સિંડોલા હિલ પરથી બદલીને વિલ્સન પોઇન્ટ રાખ્યું. અહીં અદ્દભૂત દૃશ્યો જોવા મળે છે. અહીંથી મકરનગઢ દેખાય છે. અને મહાબળેશ્વરનું આ ઉંચું સ્થળ હોઈ, મહાબળેશ્વર રળિયામણું લાગે છે. થોડા આગળ ચાલતાં ટેબલલેન્ડમાં સંતાયેલું પંચગીની દેખાય છે. લિંગમાલા ફોલ આગળના પાઈનના ઝાડોનાં ઝુમખાં

દેખાય છે. ડાબી બાજુએ કમલગઢ અને દૂરના પહાડો દેખાય છે. સ્પષ્ટ આકાશ હોય તો પૂરંધરનો શિવાજી મહારાજનો કિલ્લો દેખાય છે. અને સાંજે પંચગીનીના દિવા સ્પષ્ટ રીતે દેખાય છે. રત્નાગિરિનો સ્પષ્ટ દરિયા કિનારો ખુલ્લા આકાશમાં જોઈ શકાય છે. ખાસ કરીને સૂર્યનાં કિરણો બપોરે પ્રકાશતાં હોય ત્યારે પ્રયત્ન કરવાથી કોકવાર જ આ કિનારો જોઈ શકાય છે. રાત્રે બે ત્રણ દિવાદાંડી પણ ચમકતી જોવામાં આવે છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત પણ અહીં મનમોહક લાગે છે. અને તેવે વખતે આકાશના રંગોના જે દર્શન થાય છે તે અવર્ણનીય છે.

આ ભાગને પોઈન્ટ કહેવા કરતાં એક મેદાન કહ શકાય એટલું વિશાળ મેદાન અહીં ફરી શકાય એવું છે. અહીંથી ૨૦૦ ફીટ નીચેના રોડ અને બંગલા જોવા ગમે તેવા છે. સારું બાઈનોક્યુલર પાસે હોય તો ક્યારેક બપોરે વહાણ પણ દેખાય છે. અને મહાબળેશ્વર મંદિર તો સ્પષ્ટ જોઈ શકાય છે. સામેના કોંકણના પહાડોનાં નાનકડાં શિખરો અહીંથી કેવાં રૂડાં દેખાય છે! અહીં મોટે ભાગે તો ખીણોમાં વાદળાં અને ધુમ્મસ જામેલ હોય છે કે જાણે સરોવર જેવું દૃશ્ય ભાસે છે.

આ સ્થળ પર વિશાળ મેદાન આવેલું હોઈ

અહીં અંગ્રેજોએ એરોડ્રોમ બાંધવા પ્રયત્ન કર્યો હતો. પણ પાછળથી માંડી વાળ્યું હોય એમ લાગે છે.

બીજે રસ્તે આપણે પાછા ફરીશું તો સરોવરનું સુંદર દૃશ્ય દેખાય છે. ડાબી બાજુએ ઐતિહાસિક બેકવીથ મોન્યુમેન્ટ છે, જ્યાંથી રેસ કોર્સ પણ દેખાય છે; બજારમાંથી સીધો ૨૦૦ ફીટનો ચઢાણનો આ રસ્તો છે, જે વિલ્સન પોઈન્ટ જતાં બધું ચઢવાનું જ આવે છે, જ્યારે બેબિંગ્ટન પોઈન્ટ જતાં નર્યો ઢાળજ ઉતરવાનો છે.



## બોમ્બે પોઈન્ટ

પિટીટ લાયબ્રેરી આગળથી રોમન કેથોલીક ચર્ચ અને સ્પ્રીંગફીલ્ડ બંગલા આગળથી સીધા જઈએ તો ડાબી બાજુએ યુરોપીયન સીમેટ્રી આવે છે. આમાં કેટલીક ઐતિહાસિક જૂની કબરો પણ છે. ૧૮૩૫ માં લેફ્ટેનન્ટ કર્નલ મૂરેને અહીં દાટયો હતો. સીમેટ્રી છોડયા પછી ડાબી બાજુએ વળતાં ટાઈગર પાથ આવે છે. આ રસ્તો છાંયાવાળી ઝાડોની ઘટાથી ઢંકાયેલો છે અને પુષ્કળ પક્ષીઓ ગાન ગાતા હોઈ મઝાનો લાગે છે.

આગળ જતાં ફોકલેન્ડ પોઈન્ટ આવે છે.

અહીંથી કોયનાની વેલીનું ભવ્ય દૃશ્ય દેખાય છે. અને નજર*સેડલબેક પર પડે છે. નીચે બીરવાડી ગામ છે. બાજુએ બેબિંગ્ટન પોઇન્ટ છે. અને બેબિંગ્ટન પોઇન્ટ નીચે માંગરગામ આવેલું છે. ફોકલેન્ડ પોઇન્ટ પાસે કર્નાક પોઇન્ટ છે. અહીંથી આપણે બોમ્બે પોઇન્ટ જઇએ છીએ. સામે પ્રતાપગઢ, ડાબી બાજુએ મકરાનગઢ અને જમણી બાજુએ લોડવિક પોઇન્ટ દેખાય છે. આગળ એલફીન્સ્ટન પોઇન્ટ છે. નીચે ખીણમાં ઐતિહાસિક પાર ગામ છે.

વિલ્સન પોઇન્ટ પછી નજીક ફરવા જવા માટે આ બહુ રસિક સ્થળ છે. અને મે મહિનામાં તો દેશ–પરદેશના લોકો અહીં મોજ માણવા આવતા વારંવાર જોવા મળે છે. આ સ્થળ મહાબળેશ્વરમાં રહેતા નવા મળતા મિત્રોને મુલાકાતના સ્થળ તરીકે નિશાની આપવા વપરાય છે. "જેમકે કાલે 'બોમ્બે પોઇન્ટ' મળશું આવશો ને?" અને મોટરોની કતાર અહીં લાગી હોય છે.

માલકમ પેઠથી આ લગભગ ૨॥ માઇલ પર આવેલું છે. અને આ બહુ લોકપ્રિય પોઇન્ટ છે. આ ૧૮૩૦ માં એ. જેમ્સ મુરે સુપ્રિન્ટેન્ડન્ટ હતા એ વખતનું આ જૂનું પોઇન્ટ છે. જૂના મુંબઇના રસ્તા પર આ આવ્યું હોઈ તે બોમ્બે પોઇન્ટ કહેવાય છે.

* સેડલબેક અને મકરાનગઢ એક જ છે.

અહીંથી પ્રતાપગઢનો કિલ્લો જોઈ શકાય છે. દુર્બિનથી તો સાવ સામે જ હોય એમ લાગે છે. નીચે પાર ઘાટ પણ દેખાય છે. કહે છે કે શિવાજી મહારાજ અહીંથી ટૂંકા ગુપ્ત રસ્તે પ્રતાપગઢ પહોંચતા. જે રસ્તો રબ્બરની પટ્ટી જેવો નાનકડો દેખાય છે તે મોટરનો વાડા સુધીનો રસ્તો છે. જે ક્યાંય સુધી જોયા કરવો ગમે છે. આ જ એક એવી જગા છે કે જ્યાં મોટર સહેલાઈથી આવી શકે છે. બીજાં સ્થળોએ માર્ગ સાંકડો હોઈ મોટર માટે માર્ગ વિકટ લાગે છે.

અહીં હિંદુ મુસ્લીમ, પારસી, યુરોપિયન બધી જાતના પ્રવાસીઓને લહેર કરતા જોઈ આપણે ઘડીભર તો ભૂલી જઇએ છીએ કે આજુબાજુનાં નાનકડાં ગામોમાં કેવું દારિદ્ર અને દુઃખ છે. અહીંથી સૂર્યાસ્ત જોવાની ઘણી મઝા આવે છે. સૂર્યના ડૂબ્યા પછી આકાશમાં કેવી મઝાની લાલ રંગની આભા પ્રસરી રહેલી હોય છે. કોઈ દાર્જિલિંગના સૂર્યાસ્તને યાદ કરે છે, તો કોઈ આબુના સૂર્યાસ્તને સ્મરે છે તો કોઈ જગન્નાથપુરીના સૂર્યાસ્તની મોહકતાના વખાણ કરે છે. તો કોઈ કન્યાકુમારીના ભવ્ય સૂર્યાસ્તને સર્વશ્રેષ્ઠ વર્ણવે છે. આમ બહુ ફરેલા પ્રવાસીઓનાં ચિત્ત અનેક સ્થળોના

સૂર્યાસ્તો જોયેલા, તેના વર્ણનની પ્રવૃત્તિમાં પડે છે. સૂર્યના ગયા પછી હવામાં ઠંડીની લહર શરૂ થાય છે. આજુબાજુના પહાડી દૃશ્યમાં રંગમાં પલ્ટો આવે છે. અને પહેલાંના દૃશ્ય કરતાં બીજી જ જાતનું અનેરૂં દૃશ્ય બને છે. જે પહાડ પ્રકાશિત હતો તે જરા ઘેરો બની જાય છે. આવા સ્થળે ફરતાં પહાડના બદલાતા દૃશ્યો સૂર્યના પ્રકાશ સાથે નવા નવા દૃશ્યો દેખાડે છે. જાણે ડુંગર સળગતો હોય એવો પ્રકાશ આ સમયે ડુંગર પર ચળકે છે. અને શિખર, ઝાડ અને ખીણ સુવર્ણ રંગે રંગ્યા ભાસે છે. જ્યારે સૂર્ય અરેબીઅન સમુદ્રમાં ડૂબકી મારી જાય છે ત્યારે એક ધગધગતો ગોળો અદૃશ્ય થઈ ક્ષિતિજની પણ નીચે જઈ બેસે છે અને આખી પૃથ્વીને તેજહીન કરી મૂકે છે.



## લોડવિક પોઇન્ટ

લોડવિક એ પહેલા અંગ્રેજ મુસાફર હતા કે જેમણે આ ભૂમિ પર ૧૮૨૪ ની સાલમાં પ્રથમ પગ મૂક્યો.

માલકમ પેઠથી ત્રણ માઈલ પર ઈશાન ખૂણામાં આ પોઈન્ટ ૪૦૬૭ ફીટ ઉંચાઈએ આવેલ છે. જ્યાં જવા માટે ગાડી અગર ઘોડાનો રસ્તો ઘણો સુંદર

છે. જ્યાંથી પ્રતાપગઢ જવાનો ટુંકો રસ્તો પણ છે. અને ગામના લોકો ચાલતા જાય છે. જાવળી અહીંથી નજીક છે. આ પોઈન્ટથી ૨૦૦ વાર દૂર એક સ્થંભ નજરે પડે છે. જે લોડવિકના દિકરાએ મુંબઈ સરકારની રજા મેળવી ૧૮૭૪માં પોતાને ખર્ચે બાંધેલો છે. એ સ્થંભની જમણી બાજુ પર જનરલ લોડવિકનું આરસપાણનું માથું બનાવેલ છે. અને તેને ફરતી જાળી કરેલી છે.

આ સ્થંભની પૂર્વ બાજુએ 'જનરલ લોડવિક'ની નોકરીની વિગત આપી છે. જે પરથી માલમ પડે છે કે જનરલ વેલેસ્લીના હાથ નીચે લોડવિકે એક સરદાર તરીકે કામ કરેલું. છેલ્લો હોદ્દો સતારાના રેસિડેન્ટનો ભોગવેલો. ત્યાર પહેલાં મુંબઈના 'ટાઉન મેજર'નો હોદ્દો ભોગવેલો.

આ સ્થંભની ઉત્તર બાજુએ લખ્યું છે કે "સરકારની પરવાનગીથી તેના માનને ખાતર લોડવિક પોઈન્ટ પાડેલું છે. અને આ સ્થંભ તેના દિકરા આર. ડબલ્યુ લોડવિક જે મદ્રાસમાં એકાઉન્ટન્ટ જનરલ હતા તેમણે ઉભો કરેલ છે."

આ સ્થંભની જરાક આગળ જતાં એક સાંકડી જગા માલમ પડશે. જેનો આકાર હાથીના માથા જેવો છે. અહીં સંભાળથી ચાલવું પર છે. આ

જગા પા ફીટ પહોળી છે. બેસીને નીચેનું દ્દશ્ય જોઈ તમે ખુશ ખુશ થઈ જશો. જમણી બાજુ એલફીનસ્ટન પોઇન્ટ, સામે પ્રતાપગઢ, ડાબી બાજુ ફીટઝજેરાલ્ડ ઘાટ, સાપના આકાર જેવો જરા દૂર બોંબે પોઇન્ટ, પાર ઘાટ અને દૂર દૂર સાવિત્રી નદી દેખાશે. અને બાજુની ઉંડી કોયના ખીણ. આ દ્દશ્ય જોઇ તમે બધુંજ વિસરી જશો.

## એલફીનસ્ટન પોઇન્ટ અને આર્થર સીટ

આ પોઇન્ટ સૌથી પ્રથમ આ ટેકરી પર ડૉ. જેમ્સ મરેએ ૧૮૩૦માં ખુલ્લું મૂક્યું હતું. બજારથી છ માઈલ દૂર આ આવેલ છે. અહીંથી કોંકણની પટ્ટીનો પ્રદેશ સાફ જોઈ શકાતો હોઇ આ પ્રદેશ બહુ સુન્દર લાગે છે. આજુ બાજુની ઉંચી નીચી ગિરિમાળા અને તેનાં શિખરો કેવાં સુન્દર લાગે છે! પ્રતાપગઢનો કિલ્લો કેવો પોતાના દમામ સાથે ઉભેલો માલમ પડે છે. જમણી બાજુનું દ્દશ્ય કોઈ પણ ચિત્રકારને પ્રેરક બને એવું છે. આ પોઇન્ટ અને આગળ જોએલ આર્થરસીટ કે જે અહીંથી બે માઈલ દૂર છે, ત્યાં ઘણાં પિકનિક કરવા આવે છે. આ સ્થળે ગીચ ઝાડી આવેલ હોઈ કયારેક હિંસક પ્રાણી જોવા મળે છે. અહીં મધમાખીઓ કેટલાક મધના પુડા કરેલા છે, કારણકે આટો મધુ પુષ્કળ હોઈ મધમાખ ફુલોની ખૂશબોને કારણે કોઈ



સિડની પોઇન્ટ

પણ ઝાડ પર વસતી હોય છે.

કુદરત અહીં એના પુર બહારમાં ખીલેલી લાગે છે. અને આ સ્થળ અહીં આવેલાં અનેક દૃશ્યો કરતા સુન્દરતામાં અદ્વિતીય લેખાય છે.

જૂના મહાબળેશ્વર આગળ જે ગંગાબાઈ હિન્દુ સેનિટોરીઅમ આવેલું છે ત્યાં ત્રણ જ માઈલ પર આ પોઈન્ટ આવેલું છે. સાવિત્રી નદી કે જે અહીંથી ૩૦૦૦ ફીટની ઊંડાઈ પર આવેલી છે તે જોતાં આ ખીણ કેવી ભયંકર ઊંડાઈવાળી લાગે છે.

અહીંથી પાસે જ બે કોલાબા જીલ્લાના નાના ગામડાં દાભીલ અને લહીલ્સા કેટલાં નાનકડાં લાગે છે.

અહીંથી થોડા ઉપર જતાં માર્જોરી પોઈન્ટ આવેલું છે. અને આ દૃશ્ય આગળ જોયેલાં દૃશ્યો કરતાં વધુ સારૂ છે. અહીં કાળા ખડક જેવાં નાગાં શિખર કેવાં આંખને ભેંકાર લાગે છે.

માર્જોરી પોઈન્ટથી જમણી બાજુએ દોઢેક માઈલ આગળ ચાલતાં આરથર સીટ આવે છે. આ ચાર્લ્સ મેલેટના આઠ પુત્રોમાંના એક આરથર મેલેટ કે જેમણે અહીં પોતાની બેઠક બનાવેલી તેમના નામે આ આરથર સીટ કહેવાય છે.

આ સીટને પહેલાં મરી મહાલને નામે ઓળખતા. અહીંથી કોંકણનું મેદાન સ્પષ્ટ દેખાય છે. અને નીચે આવેલાં ગામડાંઓ ટપકાં જેવાં લાગે છે. અને લોકો કીડી જેવાં હાલતાં લાગે છે. સારા દુર્બિનથી જોતાં લાગે કે જ્યાં સફેદ ટપકું દેખાતું હતું તે તો ચાલતો માણસ છે. અહીં સાવિત્રી નદીનું મુખ આવેલું છે અને જ્યાંથી પાણી કોંકણમાં પડે છે. જેણે આરથર સીટ જોઈ હોતી નથી તેને માટે કહેવાય છે કે મહાબળેશ્વરનું સર્વશ્રેષ્ટ દૃશ્ય ગુમાવ્યું છે. અહીંથી રાયગઢનો કિલ્લો, તોરણાનો કિલ્લો દેખાય છે. ઠંડીમાં આ સ્પષ્ટ દેખાય છે. ગરમીમાં ધુમ્મસને કારણે તે સ્પષ્ટ જોઈ શકાતો નથી. આ પોઇન્ટનો ખરો દબદબા ભર્યો દેખાવ તો ચોમાસામાં દેખાય છે. અહીં ૨૦૦ ફીટ નીચે એક ઠંડા પાણીનું ઝરણું છે જ્યાં પ્રવાસીઓ પાણી પી શકે છે. ઝાડી ખૂબ છે અને આ જંગલને બ્રહ્મારણ્ય કહે છે. અહીં ઘણા ઝાડો છે. જેને જાંબુ, પીસા, રામાટા મીઠોળ, હિરડા, ગેલા, કારવી નામે ઓળખે છે. આ ઝાડોને ફેબ્રુઆરી અને માર્ચમાં મૉર આવે છે. અને નાનાં નાનાં ફળ મે માં આવે છે. આ ઝાડ પર મધપુડા હોય છે.

## એબિંગ્ટન પોઇન્ટ

માલકમ પેઠથી આ પોઇન્ટ સવા માઇલ પર આવેલું છે. અહીં જવા માટે નીચો ઢાળ ઉતરવો પડે છે. જમણી બાજુએ જતાં સાસુન રોડને મળે છે. આ પોઇન્ટ પરથી કોયનાની ખીણ અને સેડલ-બેકનો દેખાવ અહીંથી સારો ભાસે છે. અહીંથી ડાબી બાજુથી એક રસ્તો સીધો સતારા રોડને મળે છે. અહીં બ્લુ વેલી નામની એક ખીણ છે જેનો દેખાવ હંમેશાં આસમાની રંગનો દેખાય છે. મોટર રસ્તો પણ જવા માટે છે. અહીંથી હેલન પોઇન્ટ, બગદાદ પોઇન્ટ અને ગૌલાની પોઇન્ટ સહેલાઇથી જવાય છે.

### મકરનગઢ

બહુ થોડા પ્રવાસીઓ મકરનગઢ જવાનું પસંદ કરે છે. કારણ કે બાર માઇલ ચાલીને જવાનું છે. એબિંગ્ટન પોઇન્ટ ગયા પછી અહીં જવું સુગમ પડે છે. ત્યાંથી કોયનાની ખીણમાં નીચે ઉતરવું પડે છે. અને અહીંથી ઘોનાસપુર નામના નાના ગામમાંથી પસાર થઇ ઉંચે ચઢવું પડે છે અહીં પાણીનું એક નાનું ઝરણું છે અને મલ્લિકાર્જુનનું જૂનું મંદિર છે. આ પહાડ પર જે કિલ્લો છે તે દરિયાઇ સપાટીથી ૪૦૫૪ ફીટ છે.

મકરનગઢને સેડલ બેક એ નામે પણ ઓળખે છે. પારસી જીમખાનાથી આનું દૃશ્ય ઉત્તમ લાગે છે. કિલ્લાની દિવાલમાં તરડો પડેલી છે અને તૂટું તૂટું હાલતમાં છે કોંકણનું એક સુંદર દૃશ્ય અહીંથી દેખાય છે. અને નીચે કોયના વેલી દેખાય છે. કહેવાય છે કે ૧૬૫૬માં શિવાજી મહારાજે અહીં કિલ્લો બાંધેલો. વસોતા અને પ્રતાપગઢની વચમાં જ્યારે મુકામ કરવો પડતો ત્યારે તેઓ અહીં મુકામ કરતા હતા. અહીં મહાદેવનું મંદિર છે. મહાબળેશ્વર કરતાં ૫૦૦ ફીટ નીચાણમાં આ કિલ્લો આવેલો છે.

અહીં એક સુંદર સરોવર બાંધવામાં આવેલું છે. ઉનાળામાં તેમાં પાણી ઓછું થતું હોઇ તેના થાંભલા દેખાય છે.

### કમલગઢ

કીષ્ણાની ખીણની સામી બાજુએ ૪૫૧૦ ફીટની ઉંચાઇ પર આવેલો આ કિલ્લો એક મુશ્કેલ ચઢાઈ ચઢી જવાનો કિલ્લો છે. કેટસ પોઇન્ટની ઉત્તરે આ કિલ્લો આવેલો છે. ઉપર ચઢતાં ૨ા કલાક જેટલો સમય લાગે છે. અહીં જંગલી પશુઓનો ભેટો થઇ જાય છે. કૃષ્ણાની ખીણનો મનમોહક દેખાવ અહીં દેખાય છે.

જે બજારથી ૭ માઈલ દુર છે. અહીં આજે તો કોઇ અવશેષ નથી. અને કહી શકવું પણ મુશ્કેલ છે. કે અહીં શું હતું ? બાકી શિકાર શોખીનો જંગલી ડુક્કર, હરણ સસલાં વગેરેના શિકાર માટે અહીં જાય છે. એક ટેકરીની ઉત્તરે ગોરખનાથનું દેવળ આવેલું છે. અહીં કોઇ રહેતું નથી.

## કેનાટ પીક

કૃષ્ણા અને કોયના વેલી જેની બે બાજુએ આવેલી છે અને જે ૪૬૪૪ ફીટની ઉંચાઇ પર આવેલ છે જ્યાંથી સૂર્યોદય અને સૂર્યાસ્ત જોવાની મજા આવે છે. જે કેનાટ પીકનું કુદરતી રીતે ભવ્ય સૌંદર્ય જે ચોપાસ પથરાયલું છે તે મનમોહક છે. ૧૮૯૦ માં આજથી ૭૧ વર્ષ પહેલાં મુબઇમાં લશ્કરના કમાન્ડર ઇન ચીફ ડ્યુક ઓફ કેનોટ જે હતા તેમના નામને સ્મૃતિબદ્ધ રાખનાર આ પોઇન્ટ છે. આ પોઇન્ટની ટોચે ચઢીએ છીએ ત્યારે કેવું ઉન્માદકારી, મનોહર અને ભવ્ય દ્રશ્ય જોવા મળે છે જેનું વર્ણન કરવુ મુશ્કેલ છે. સૂર્ય ઉગે અને ગુલાબનાં ઝાંખા રંગે રંગાયલા લાગતાં શિખરો ચોપાસ કેવાં પ્રિય લાગે છે, અને માથે સૂર્ય આવતાં ટેકરીઓની હાર ખીણોમાં ઢંકાએલી લાગે છે. તેના પડછાયો પણ કેવો સવાર કરતાં

જુદું જ દૃશ્ય દેખાડે છે. અને સાંજે તો આ જ શિખરો ભડકે બળતો પહાડનો રંગ બતાવે છે.

પહેલાં આ પોઈન્ટને માઉન્ટ ઓલિમ્પીઆને નામે ઓળખતા. જૂના મહાબળેશ્વર રોડ તરફ જતાં લગભગ સવા માઇલ જઈ પછી જમણા હાથે વળવું પડે છે. અને ચાર ફર્લાંગ સીધું ચાલી થોડું ઉંચું ચઢવું પડે છે. દર ચોમાસામાં અહીં રસ્તામાં કાદવ કીચડ થઈ જાય છે. અને જો રસ્તો રીપેર ન કરાવ્યો હોય તો ઘોડાગાડી આંચકા ખાતી ખાતી જતી હોય છે.

## કેટસ પોઈન્ટ

સર જોન માલકમની દીકરીના નામથી આ પોઈન્ટનું નામ કેટસ પોઈન્ટ પડ્યું છે. આને મહાબળેશ્વરના લોકો નાખીંદનના નામે ઓળખે છે.

કૃષ્ણાવેલીની જમણી બાજુએ આ ખડક જે બીજા ખડક સાથે જોડાયેલ છે તે દૃશ્ય હાથીના માથા જેવું લાગે છે. અને જાણે સુંઢ નીચે લટકતી હોય; એને needle hole પણ કહે છે. સાપના આકાર જેવી કૃષ્ણા નદી, દક્ષિણનું મેદાન ગામનાં ઝુંપડાં અને ખેતીવાડીનો પ્રદેશ, આ પ્રદેશની ચિત્તપ્રસન્ન લિલોતરી બતાવે છે. સામે જ કમલગઢ, પાંડવગઢ, અને માંધર્દેવાની ટેકરીઓ

દેખાય છે બજારથી ચાર માઈલે પંચગની રસ્તા પર આ આવેલ છે. જે બાજુની વાડો ગુલાબના ફૂલોના ઝુંમખામાં ઢંકાયેલી છે.

સરોવરથી દોઢ માઈલ જઇ ડાબી બાજુએ જવા માટે વળવાનું છે. મોટરમાં જવા માટે રસ્તો બંધ હોઇ મોટર છોડી ચાલવું પડે છે.

## વોટર ફોલ્સ

મહાબળેશ્વરમાં ત્રણ મુખ્ય પાણીના ધોધ છે, અને તેને જોવાની ખરી ખુબી વર્ષાઋતુના અંત બાદ એટલે ઓકટોબરના છેલ્લા ભાગમાં છે. ચેણ્ણા, ચાઈનામેન્સ અને ધોબી. ચેણ્ણા ફોલ લિંગમાળા પાસે ચેણ્ણા વેલીમાં આવેલો છે. ચાઇનામેન ફોલ્સ સાસુન પોઇન્ટ અને ફોકલેન્ડ પોઇન્ટની નજીકની ખીણમાં જ્યાં ચીનાઓ માલકમ પેઠની દક્ષિણે બાગાયત કરતા હતા ત્યાં આવેલ છે. ધોબી ધણધણા જુના મહાબળેશ્વરને રસ્તે જતાં લીલી કોટેજ નામનો બંગલો છોડી જતાં ડાબે હાથે આવેલ છે. એ રસ્તો સીધો સીડની પોઇન્ટના રસ્તાને મળે છે. અને એલફીન્સ્ટન ખીણની દક્ષિણ બાજુએ આવેલ છે.

ચેના ફોલઃ આ લિંગમાલા ફોલ પણ કહેવાય છે. પંચગનીથી મહાબળેશ્વર જતાં ૩ માઈલના

પત્થર આગળ ઉતરવાથી આ નજીક પડે છે. ગાડીઓ ત્યાં આગળ જઈ શકતી નથી કારણ પહાડમાંથી નાની કિનારી પર થઇને ખેતરો વટાવી અહીં જવાનો રસ્તો છે. આ ફ્રોલનો અવાજ પણ દૂર સુધી સાંભળી શકાય છે.

અહીં જતાં રસ્તામાં Kaiser-e-hind Medal મેળવનાર ગણુપત કેંડાળજીનું બોર્ડ આવે છે. આ માણુસે કાળજીથી ખૂબ સારી ખેતી કરેલી હોઈ તેને વારંવાર ચાંદ મળેલા છે. એમની ખેતી જોવા આપણા પ્રધાનો શ્રી દિનકરભાઇ દેસાઈ તથા શ્રી મોરારજીભાઈ પણ ગયેલા છે. ફલટનના મહારાજા આ ખેડુતને ઘણીવાર તેમની ખેતીવાડી જોવા અને સલાહ આપવા બોલાવે છે. અહીં સરકારે સિંકોનાના વાવેતર કરવા ૧૮૭૫ માં મહેનત કરેલી પણ તેમાં જોઇએ તેટલી સફળતા મળી ન હતી. ૬૪૦૦૦ રૂપિયા આ વાવેતર પાછળ ખર્ચેલા પણ તેમાં જૂજ પ્રાપ્તિ થઈ હતી.



## સરોવર પર

પહાડ પર નદી કે સરોવર ન હોય તે પહાડ અડવો લાગે છે. શંકર ભગવાનના ગળામાં જેમ

સાપ શોભે છે તેમ નદી પહાડની શોભારૂપ છે. મહાબળેશ્વરમાં સરોવર છે. એ એક હરવા ફરવા માટે બહુ સારૂં સ્થળ છે. અને આથી ઘણા માણસો અહીં બોટિંગ કરવા પણ આવે છે. ડૉ મુરેએ અહીં સરોવર બાંધવા ભલામ કરી હતી. "અહીં સરોવરની રચના કરવાથી આબોહવા પણ મનોરમ્ય થશે અને પાણીનો વધારો થતાં એ બીજા કામમાં પણ ઉપયોગી થશે." રાજા પ્રતાપસિંગની આ મહત્ત્વપૂર્ણ કાર્ય પૂર્ણ કરવા પૂરી ઇચ્છા હતી પણ તેમને પાછળથી તે છોડી દેવું પડ્યું હતું. તેમના પછી સતારાની ગાદી પર આવેલ રાજવીએ આ કાર્ય પૂર્ણ કર્યું હતું. આ ૨૮ એકરના વિસ્તારમાં આવેલ સરોવર મહાબળેશ્વરના સહેલાણીઓ માટે મુંબઇની ચોપાટી જેવું, હરદ્વારના ગંગાતટ જેવું રમ્ય સ્થળ છે.

હાલમાં જાલ કે ઇરાનીએ આ સરોવરમાં હોડીઓ ફેરવવાની મોનોપોલી લીધી છે. અને તેમના હાથમાં વહીવટ આવ્યા પછી ફેરફારો પણ સારી રીતે કર્યા છે.

સારી બોટો આણી છે. સાંજ પડતાં લોકો અહીં બોટીંગ કરવા જામી પડે છે ત્યાં તેમણે પ્રવાસીઓ માટે નાસ્તા પાણીની સગવડ કરી છે. તેમની પાસે ઘણી બોટ અને બીજી મોટર બોટો પણ છે.

તળાવમાં મગર હશે એમ કેટલાક માને છે. પણ શ્રી, ઇશાની કહે છે કે મેં કદી મગર જોયો નથી.

જેને ફિશીંગ કરવાની ઇચ્છા હોય તેમને હુકથી માછલી પકડવાની મઝા કરવાની છુટ છે.

અહીં પોણા માઈલ સુધી હોડીમાં સફર કરવી એ એક સ્વર્ગીય લ્હાણું છે. આથી શુધ્ધ પ્રાણવાયુ વિશેષ પ્રમાણમાં મળે છે. અને વિશેષ આરામ અને શાંતિ, થાકેલા મગજવાળાને મળે છે. ચાંદની રાતે પણ બોટીંગ કરવા દેવામાં આવે છે- આ માટે અગાઉથી વ્યવસ્થા કરવા જણાવી દેવું જરૂરી છે.

અહીં ઘણાં કુદરતી પાણીનાં ઝરણ લેકને આવી મળે છે. અને આ વેણુા નદીને સમૃદ્ધ બનાવે છે. સરોવરના પશ્ચિમ ભાગમાં નાનકડું આ નદીનું મંદિર પણ છે.

લિંગમાળા પર જે ખેતી કરવામાં આવે છે તેનો મુખ્ય આધાર આ સરોવર પર છે. સરોવરના દક્ષિણના ભાગમાં પણ શાકભાજીના કેટલાંક વાવેતર છે.

## મંદિર

મેન સ્ટ્રીટમાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિ છે. બીજી મૂર્તિ વિઠોબાની છે. પછી ગણુપતિની છે. ચૈત્ર સુદ નવમી (રામ નવમી) એ મેળો ભરાય છે. શ્રાવણ વદ આઠમે ગોકુળ અષ્ટમીનો મેળો ભરાય છે.

બીજું મંદિર અહીં હનુમાનજીનું છે. બંને મંદિરો સુશોભીત રીતે બાંધેલાં છે. હિન્દુ, મરાઠા અને બ્રાહ્મણ અહીં મારૂતિની પૂજા કરે છે. અને હનુમાન જયંતી ઉજવે છે

કાવસજી સ્ટ્રીટ, બને મૂરે પેઠના નાકા પર મહાદેવનું મંદિર આવેલું છે. અહીં મહા મહિનામાં મહાશિવરાત્રિનો મેળો ભરાય છે.

જમખંડીના રાજાનો રેડ કેસલ બંગલો જ્યાં છે ત્યાં શંકરની મૂર્તિ છે અને દત્તગુરૂનાં પગલાંનું મંદિર છે. અને હાલના રાજા સાહેબ તેની સારી સંભાળ રાખે છે.

બે મુસ્લિમ મસ્જીદો છે. ક્રિશ્ચિયન દેવળ પણ સિવિલ હોસ્પિટલ બાજુમાં છે. રોમન કેથોલિક ચર્ચ છે અને અમેરિકન મિશન ચર્ચ છે. અને કોદજાઈનું મંદિર પણ છે આમ બધા ધર્મના લોકોએ પોતપોતાના મંદિર અહીં સ્થાપ્યાં છે.

ફ્રોકલેન્ડ પોઈન્ટ :

ઓમ્બે પોઇન્ટથી ચાર ફર્લાંગ દૂર ટાઈગર પાથ રોડ પર આ પોઇંટ આવેલ છે. મુંબાઈના ગવર્નર સર ફ્રોકલેન્ડના નામને આ રીતે જોડયું છે. અહીંથી મકરનગઢ વધુ સારી રીતે જોઈ શકાય છે. વાહન અહીં આવી શકે છે. આ પણ એક જોવા જેવું અને ફરવા માટે ઓમ્બે પોઇન્ટ જેવું જ સ્થળ છે. એબિંગ્ટન પોઇન્ટની ટેકરી અહીંથી દેખાય છે.

કર્નાક પોઈન્ટ :

આ પણ ઓમ્બે પોઇન્ટ પાસે જ આવેલ છે. મુંબઈના ગવર્નર સર જેમ્સ કર્નાકનું અહીં નામ જોડયું છે. આ પણ ફ્રોકલેન્ડ પોઇન્ટ જેવું જ છે.

લેડી નાથ કોટ પોઈન્ટ :

કોયનાની પશ્ચિમની હારમાલા પર આ આવેલ છે. એબિંગ્ટન પોઇન્ટની જમણી બાજુ કાવીંઆળીને રસ્તે થઇ અહીં જવાય છે. આ બહુ વિશાળ જગા પર આવેલ હોઇ કોયનાની ખીણનું દૃશ્ય અદ્‌ભૂત લાગે છે. રસ્તો સાંકડો ખાડાખડીઆવાળો, ટેકરાવાળો હોઇ મોટર માટે રસ્તો બંધ છે. ગાડી સંભાળથી પરાણે થોડે સુધી જઇ શકે છે.

હેલન પોઈન્ટ :

બ્લ્યુવેલી રોડને માર્ગે બે માઇલ પર આ આવેલ

છે. અહીં ખૂબજ ઝાડી છે. અને લીલાં લીલાં પાન સુન્દર લાગે છે, સૂર્યના પ્રકાશમાં ચમકતાં પાન જોવાની અને એ જ પાન ધુમ્મસે ઘેરાયલાં જોવાની મઝા કુદરતના ફેરફાર સાથે મળે છે.

ગવલાની પોઈન્ટ :

સાત માઇલ દૂર જઇને જોવાનું અને દ્રશ્યમાં ખ્યુ વેલીની ખીણ અને પર્વત માલા. અને ત્રણ નાનાં ગામનાં દ્રશ્યો પારૂત, ચીખલી અને બુસર. સીનરી તો આ સ્થળે બધે સારી જ છે. પણ આટલે દૂર કોણ આવે છે?

રોબર્સ કેઇવ :

એટલે ચોરોની ગુફા. બજારથી ચાર માઇલ દૂર આ આવેલ છે. બેલિંગ્ટન પોઇન્ટના ડાબા હાથના રસ્તા પરથી એક માઇલ દૂર ઘોડા પર અગર ગાડીમાં અહીં જવાય છે. ત્યાર પછી એક પગથી પર ચાલીને જતાં ખુલ્લા મેદાનમાં અવાય છે. આને વિષે તરેહ તરેહની કલ્પનાઓ છે. કોઇ કહે છે આગળના જમાનામાં અહીં રાક્ષસ લોકો રહેતા હતા. કોઇ કહે છે ઋષિ મુનિઓ રહેતા હતા. ૧૫૦ ફીટ લાંબી અને દસ ફીટ પહોળી આ ગુફા છે. ઉંચાઇ પણ વિશેષ છે જેથી વાંકા વળવું પડતું નથી આગળ તો આ ૫૦૦ ફીટ ઊંડી

ગુફા હતી. પણ હાલ ઝાડી આવેલ હોઇ જંગલી જાનવરો પણ રહેતાં હોઇ લોકોની અવર જવર બહુ નથી.

સાવિત્રિ પોઈન્ટ :

બજારથી સાત માઇલ દૂર આ પોઈન્ટ આવેલ છે, કેસલ રોકથી આગળ જતાં જમણા હાથે વળતાં સાવિત્રી પોઇન્ટની વિશાળ જગા આવે છે. નીચે જ સાવિત્રી નદી વહે છે. તે દશ્ય મઝાનું લાગે છે. અહીં એકત્રિત થયેલ ધુમ્મસ થોડીવારમાં તો ખલાસ થઇ જતું જોવા મળે છે.

હુંટર પોઈન્ટ :

જૂના મહાબળેશ્વર રોડને રસ્તે બે માઇલના પત્થર આગળ આ આવેલ છે કોનાટ પીક પોઈન્ટ જવાનો જે રસ્તો છે તેની બરાબર સામે આ આવેલ છે. કુદરત અહીં એના મૂળ સ્વરૂપમાં પથરાયલી જોવા મળે છે. અને કોયનાની ખીણનું સુંદર દશ્ય અહીં દેખવા મળે છે, મોટર કે ગાડી માટે માર્ગ ન હોઈ ત્રણ ફર્લાંગ જેટલું ચાલવું પડે છે.

રેસમોન્ડરોક :

કીષ્ણાવેલીને પૂર્વને છેડે આ આવેલ છે અહીં જવાના બે માર્ગ છે. એક કેટસ પોઈન્ટની ડાબી બાજુથી અવકાલી ગામ પસાર કરીને કે જ્યાં

ચાના સુંદર બગીચા આવેલા છે. બીજો માર્ગ પંચગીનીને રસ્તે પાંચમા માઈલના પત્થર આગળ છે. મોટર કે ગાડી ઠેઠ પોઇન્ટ પર જઇ શકતા નથી.

અગદાદ પોઇન્ટ :

ક્ષ્યુ વેલીની હારમાલાની ઠેઠ દક્ષિણે સતારા રોડને રસ્તે પાંચ માઇલ પર મચુતર ગામ પાસે સાડા સાત માઇલ દૂર આ આવેલ છે. રસ્તા પર પુરાણો કુવો અને એક મંદિર આવેલું છે અહીં ઘોડેસ્વારી માટે મઝાનો સપાટ પ્રદેશ આવેલો છે. અહીં આવવા માટેનો રસ્તો સારો નથી. પાસે સોલશી નદી અને બે નાનાં ગામ યરડલ અને અડાલા આવેલાં છે.

## એકવિથ મોન્યુમેન્ટ

ચર્ચની પશ્ચિમે બજાર પાસે એક ઉંચી જગા પર આ કબર આવી છે. જેનો ઉંચો મિનારો ઘણી જગાએથી દેખાય છે. જે લગભગ ૩૦ ફીટ ઉંચો છે. જે ૪૫૫૮ ફીટની ઉંચાઇ પર છે. લેફ્ટે-નન્ટ જનરલ એકવિથ જે ૧૮૩૦ માં ગવર્નર હતા. તે ૧૮૩૧ માં તબિયતની સુધારણાર્થે અહીં આવેલા. પણ એજ વર્ષની જાન્યુઆરીની ૧૫ તારખે મૃત્યુ પામ્યા. રૂા. ૩૦૦૦નું ઉઘરણું કરી તેમના મિત્રોએ આ જગ્યાએ તેમનું સ્મારક

કરેલું છે. તેમના જમાનામાં તેઓ એક મોટા માણસ તરીકે પંકાયેલા.

## અહીં તો ઉનાળામાં જ રહેવાય ?

ઘણા લોકો એમ માને છે કે મહાબળેશ્વર તો ઉનાળામાં જ તબિયત માટે સારૂં છે. પણ આ એક ખોટો ખ્યાલ છે. અહીં ચોમાસા પછી પહાડ પર એટલી અદ્ભુત વનશ્રી ખીલી ઉઠે છે. કે ઓકટોબર પછી અહીં સમય ગાળવાની બહુ મઝા આવે છે. વળી જળ પ્રપાત (fall) એવા અપૂર્વ અને સુંદર જોવા મળે કે મનને પૂરી તૃપ્તિ લાગે છે. વળી શિયાળામાં એવી ખાસ ઠંડી પણ પડતી નથી. અને. વસ્તી ઓછી હોઇ ઘી, દૂધ, શાક, ફળ બહુ પ્રમાણમાં મળતાં હોઇ સસ્તાં મળે છે. શરીર બાંધવા માટે શિયાળા જેવી ઉત્તમ કોઇ ઋતુ નથી. શિયાળામાં ઠંડી જરા ચમકતી હોય છે. એટલું જ.

### પવનની મઝા

પહાડ પર જઇએ એટલે ત્યાં પવન ખૂબ આવતો હશે એવો આપણને સહેજે ખ્યાલ હોય છે. પણ વાસ્તવમાં એમ નથી. આજુબાજુ ઉંચા પહાડો, અનેક જાતની વનસ્પતિઓનો વિપુલ ભંડાર. એટલે જે પવન આવે છે તે પણ ચળાઇને

ખીણમાંથી કે ઝાડપાનમાંથી આવતો હોઇ આ પવન આછો, સ્ફુર્તિદાયક અને આનંદદાયી હોઈ અહીં પવનની ઝડી ભાગ્યે જ આવે છે. એકવાર એવો કુદરતી વીઝણો વાતો મેં અનુભવ્યો છે. જેમાં ડાળે ડાળ અને પાને પાન સી....ઇ....અવાજ કરે અને ચોમાસા પછી ઠેર ઠેર ઉગેલ ઘાસનાં તણુખલા એવાં હાલી ઉઠે કે એ દૃશ્ય જોવાની મઝા પડે. જો કે ચોમાસામાં એવો પવન આવતો હશે પણ તે વખતે તો અહીં ભાગ્યે જ સ્થાનિક વતનીઓ સિવાય બહારના રહી શકે.

બપોરે પણ ગમે ત્યાં ફરો

મહાબળેશ્વરમાં તમે ગમે તેટલું ફરો પણ તમને મુદ્દલ તાપ લાગશે નહિ. એટલાં બધાં ઢળેલાં ઝાડોનાં જંગલો છે કે બહુ ઠંડી રહે છે. એ આ ઝાડોની ગીચતાને આભારી છે.

કેટલાક મકાનોમાં તો એટલાં બધાં ઝાડ આવેલાં છે કે સૂર્યદેવને માટે બારણાં સદાંય બંધ રહે છે જેમ પવન ચળાઇને આવે તેમ સૂર્યદેવનો પ્રકાશ પણ ઝાંખો થઇને આવે જેમ આ રીતે દિવસે સૂર્યનો સખ્ત તાપ ન લાગે તેમ પુનમની અજવાળી રાતે ચાંદા મામાને પણ પ્રવેશવાની પૂરી છૂટ નહિ. પવન, સૂર્ય અને ચાંદાને પણ અહીં

ચળાઈને જ આવવાનું રહે. એટલે રાતે અહીં સારી શાંતી રહે છે. દિવસે ફરવાનું હોય અને રાતે તો બધા વહેલા ઘરમાં ભરાઈ જતા હોય છે, મુંબઈમાં જ્યાં દસ વાગ્યા સુધી તો દરેક સ્થળે ભરી ભરી વસ્તી લાગે છે. જ્યારે અહીં તો રાતે નવ પછી બધું જ સૂમશામ.

## મહાબળેશ્વરની વર્ષાઋતુ

આપણે આગળ જોયું કે વધુમાં વધુ વરસાદ ૪૩૦ ઇચ પણ કયારેક પડેલો છે પણ સરેરાશ વરસાદ ૨૫૦ ઇચ પડે છે. જુનથી ૧૦ તારીખ સુધી અહીં પ્રવાસીઓ રહેતા હોય છે. પછી બધા પોતપોતાને ઘેર ભાગી જવા ઉતાવળ કરતા હોય છે. અને ૭૫ માઈલ મોટર માર્ગે પૂના જવાનું હોઇ બધાજ જનારા એટલે મોટર ભરેલી જાય અને આવતાં ખાલી આવે. એટલે જવાને માટે જો જલ્દી વરસાદ પડી જાય તો બધા બહુ ઉતાવળા થઈ જાય છે. ૧૯૪૯ની સાલમાં ધાર્યા કરતાં વરસાદ વહેલો આવ્યો. એટલે હોટલવાળા, ફળફુલવાળા અને બીજા ધંધાવાળાની સીઝન Fail ગઈ હતી. અહીં ખરી સીઝન બે માસની, એ એક માસપર અહીંના લોકોનું મોટું લક્ષ.

ચોમાસામાં તો આખો પહાડ વાદળાંથી ઘેરાઈ જાય છે. અને રસ્તામાં સડકપર ધુમ્મસ ફરતાં જોવાં મળે. સામા મકાનમાં જવાનો રસ્તો પણ ધુમ્મસને લીધે ઢંકાઈ ગયેલો લાગે છે. હવામાં આથી પુષ્કળ ભેજ પણ રહે. વળી વરસાદ પણ ધોધમાર પડે. અને ચારે બાજુએ ખીણો આવેલી હોઈ પાણી તો વહી જાય અને રસ્તો સાફ રહે. પણ વરસાદ વરસ્યાજ કરે એટલે સૂર્યદેવ પણ દેખાય નહિ એટલે હરવા ફરવાનું ગમે નહિ. એ કારણેજ બારેમાસ રહેવા માટે બાર માઈલ પર આવેલ પચંગની બધા વધુ પસંદ કરે છે. પંચગનીમાં નવ હાઈસ્કૂલો છે અને હજારથી પણ વિશેષ બોરડરો ત્યાં રહી અભ્યાસ કરે છે. આનું કારણ વરસાદ ૭૦ ઇંચ પડે છે તે છે અને હવા કેટલી બધી ખુશનુમા રહે છે. ખાધેલુ સહેલાઇથી પચે છે.



## મહાબળેશ્વરની આબોહવા અને પાણી

કુદરતની અપાર કૃપાવાળા આ પ્રદેશમાં કામકાજથી શ્રમિત બનેલા, દર્દોથી થાકેલા અને બીજી અનેક ઉપાધિઓથી કંટાળેલાએ માટે આ હવા એ એક જબરજસ્ત સમૃદ્ધિ છે. દર વર્ષે એટલા માટે ઘણા, એ શારીરિક સમૃદ્ધિ જાળવી

રાખવા એક માસ પણ અહીં રહી પ્રસન્ન થઈ પાછા કામકાજમાં પરોવાઈ જાય છે.

મુંબઈમાં ગીચ વસ્તીમાં રહેવું, માથા પર ફરફર પંખો ફર્યા કરે, અને જ્યાં આવવાની દોડા દોડ. જ્યારે અહીં ચોપાસ પથરાયલી વનશ્રી, ખુશનુમા હવા, કુદરતનો વીંઝણો. પહાડમાંના ઝરણ અને દૂર દૂરની દેખાતી ખીણો એ બધું મનને એવું પ્રિય લાગે છે કે નિરૂત્સાહીને ઉત્સાહ મળે છે. થાકેલા મનને જે શાંતિનો અભાવ રહે તે તો અહીં જોઇએ તેટલી મળી રહે છે.

ઇશ્વરે આવી કુદરત સરજી છે પણ તેનો લાભ લેવાનું આપણે ચૂકીએ છીએ. આવા પ્રદેશનો વસવાટ આયુષ્યમાં વૃદ્ધિ કરે છે અને પ્રેરણા આપે છે.

માથાનાં દર્દો, ફેફસાંનાં દર્દો, છાતીનાં તમામ દર્દો, એનિમિયા વગેરે માટે આ સ્થળ પસંદ કરવા જેવું છે. એનિમિયા વાળા ઘણા અહીં આવી અહીંની લાલ માટી જેવા રતુંમડાં થઈ ચાલ્યા જાય છે. બંગાળી એક નવલકથા વાંચી હતી. "લાલ માટીનો રસ્તો" પંચગનીમાં લાલ માટીનો રસ્તો મેં ઘણો અનુભવ્યો, એજ ધોતીઆની કોર-લાલ થાય, પણ આમાં સામ્યતા

હતી, ત્યાં વસ્ત્ર લાલ થાય ત્યારે દેહમાં થોડું થોડું લાલ થાય, એટલે કપડાંની ચિંતા ન રહેની.

અહીંનું પાણી Iron 'લોહ' વાળું છે એમ કહેવાય છે. આથી બીજા આરોગ્યધામો કરતાં આ રીતે સરસાઇ ભોગવે છે પાણી નિર્મળ અને શીતળ છે. વારંવાર પીવાથી મુદ્દલે નુકશાન કરતું નથી. ઉનાળામાં બે માસમાં પણ બરફ નાખેલ પાણી કરતાં પણ વધુ ઠંડુ પાણી પીવા મળે છે. લોહના ઓછા તત્ત્વવાળું શરીર ધરાવનારાઓ માટે શક્તિ વધારનાર આ પ્રદેશ છે.



## મહાબળેશ્વરની વનસ્પતિ અને તેના ગુણ ધર્મ

અહીના ઝાડો હિમાલય, સીમલા, કાશ્મીર કે દાર્જિલિંગ જેવા ગગનગામી નથી પણ નીચાં વળેલા અને ઢળેલા છે પણ તે ખુબ જ પ્રમાણમાં છે, જંગલના જંગલ આવા અહીં છે અને આ વનશ્રીનો વૈદ્યો, ડાકટરો કે સરકાર જો ધારે તો તેના સાચા સ્વરૂપે ઉપયોગ પણ કરી શકે. પણ આ જાણ આ બાજુના લોકોને પણ નથી તેમ જ બહારના તો હરી ફરી ચાલ્યા જાય.

ખાંડની આજે જાણીતી તકલીફ છે. અહીં આરારૂટ પુષ્કળ પ્રમાણમાં થાય છે. જેમાં ૮૦ ટકા ખાંડ હોય છે. તેનો પાવડર પણ વેચાય છે. પરદેશીઓનું પહેલાં કારખાનું હતું. વધુ અનાજ વાવોની યોજનામાં લઈ શકાય. તેનાં કાંદા પણ ખવાય છે.

ટેબલલેન્ડમાં (પંચગની) અને સીડની પોઈન્ટ પર સફેદ ફુલના છોડ સુશોભીત પથરાયલાં છૂટાં છૂટાં છે. જેને કોડી કહે છે. આપણે ત્યાં જે કરિયાતું કહે છે તેના જેવી આ જાત છે. જે મેલેરિયામાં વપરાય છે. ઉલ્ટી પર તેના ફુલોનું ચૂર્ણ આપવાથી ઉલ્ટી બંધ થાય છે. લીવર તથા પાચન ક્રિયાને સુધારે છે. રસ તથા ઉકાળો બંને પી શકાય છે.

ભોરંબી જંતુઘ્ન ગુણો ધરાવે છે. ચામડીના દર્દોમાં બહુ સારૂં કામ કરે છે. ઘીમાં તેની રાખ ચોપડવાથી ચામડીનાં દર્દો મટે છે. તેના મધને ભોરંબીનું મધ કહીને વેચે છે.

પાંગળી તુલસીની જાતની વનસ્પતિ છે. જેના મૂળને સર્પ દંશમાં વાપરે છે. ફુર્સા નામનો બહુ જ ઝેરી સાપ જે આ વિસ્તારમાં પણ છે તેના દંશ પર અહીંના લોકો તેનો ઉપયોગ કરે છે વૈજ્ઞાનિક રીતે જોકે–તે સફળ પૂરવાર થઈ નથી.

ઘણાએ "ભીલામા વિષે તો સાંભળ્યું હશે. જે આખા શરીરને નવપલ્લવિત કરી મૂકે છે. શાંતિપૂર્વક હોંશિયાર માણસ મારફત જો તેનું સેવન કરાવ્યું હોય તો ટી. બી. શ્વાસ, મધુપ્રમેહ વગેરે ભયાનક દર્દ પર અજમાવી શકાય છે.

લગ્નમાં જે મીંઢોળ હાથે બંધાય છે તે અહીં પુષ્કળ થાય છે. ઉલ્ટી કરવામાં, કફ કાઢવામાં તેના , બી અપાય છે. કફઘ્ન છે. હરડાં, બહેડાં અને આમળાં પણ અહીં પુષ્કળ થાય છે. પણ લોકો આ વનસ્પતિઓને બહુ ઓળખતા ન હોઈ આ વનસ્પતિનો ભંડાર વપરાયા વિહોણો પડ્યો રહ્યો છે.

ભોરીંગણી પણ અહીં પુષ્કળ છે જે દમમાં વપરાય છે.

વાવડીંગ :

કૃમિ અને પેટનાં દર્દો, ગેસ વગેરેમાં કામ કરે છે તે પણ બહુ થાય છે.

શતાવર :

વજન વધારે છે. ક્ષયના દર્દી આના સેવનથી રૃષ્ટ પુષ્ટ થાય છે. ટી. બી. નાં દર્દીનું વજન વધે છે. લાખો ટન અહીં છે.

બલદાણુ :

જેને चिकन राडा કહે છે. પ્રદર બંધ કરે છે.

સ્વપ્ન દોષ બંધ કરે છે. અને શક્તિશાળી છે.

ગોખરૂ :

મૂત્રલ પૌષ્ટિક છે પથરી વગેરેમાં ખૂબ કામ કરે છે.

ભારંગમૂળ :

કંઠમાળમાં અને ટી. બી. ગ્લેન્ડમાં ઉકાળો પાવાથી અને ચોપડવાથી મટે છે.

આમ તો સેંકડો જાતની બીજી વનસ્પતિ છે. જંગલી તુલસી બહુ જ થાય છે. તાવ પર કફમાં ગુણકારી છે.

અહીં લીમડાની જાત જેવાં બીજાં ઝાડ છે. તેને પોલર કહે છે. તેનાં પાન જરા મોટાં છે. પણ ગુણ લીમડા જેવો છે. વડની પણ અનેક જાતો છે.

અહીં કરંજનાં ઝાડો છે. ચામડીનાં દર્દો પર તેને વાપરી શકાય છે. તેની શોભા અવર્ણનીય છે. પાઇન તો ખાસ અહીં નથી. ક્યાંક છે. બાકી ટી. બી. પર સીલ્વર Silver Oak ઝાડ જે કહેવાય છે પણ તેના કરતાં પાઈનનું વિશેષ મહત્ત્વ છે.

અહીં સાજળીયો અર્જુન છે. હૃદયરોગ પર તેનું કામ છે. જે ઝાડો સાફ લાવે છે.

વાકેરી :

કોંકણ પટ્ટી મહાબળેશ્વર અને માથેરાનના પહાડો અને મુંબઇના ઘાટોમાં થાય છે. તેના મૂળને વાકેરી ચા માયા એવા નામથી દક્ષિણના તથા આપણા લોકો પણ ઓળખે છે. અને તેની પ્રશંસા કરે છે. પહાડી લોકો વાઘના કરડ માટે વાપરવાની ભલામણ કરે છે.

**પીસા :** મહાબળેશ્વરના બોમ્બે પોઇન્ટ ઉપર તથા આખા જંગલની અંદર પીસાના ઝાડો પુષ્કળ થાય છે. તેના પાનમાં પૌષ્ટિક અને મુત્રલ ગુણ રહેલ છે તેનું ચૂર્ણ ઘણા તેના ગુણ દોષની શોધખોળ તરીકે કરે છે. પૂના કૉલેજમાં ય આ દૃષ્ટિએ શોધખોળ ચાલુ છે. ગામડાના લોકો તેના ફૂલને પૌષ્ટિક માની વાપરે છે. આના ફૂલ સુગંધી છે અને મધ બનાવવા માટે મધ માખીઓ તે પુષ્પિત મધમાથી ખૂબ મધ ખેંચી લાવે છે.

**કારવી :** કારવીને સાત વર્ષે ફુલ આવે છે. અને તેનું મધ મધમાખીઓ બનાવે છે. પુષ્કળ પ્રમાણમાં થાય છે. ગુણદોષની દૃષ્ટિએ વૈજ્ઞાનિકોએ આની શોધખોળ કરવાની આવશ્યકતા રહેલી છે.

અહીં આશરે ૫૦૦ વનસ્પતિઓની જાતો હોવાનું મનાય છે.

## મહાબળેશ્વરનું મધ

આ પ્રદેશનું મધ ખૂબ જ વખણાય છે. વળી ખાસ નાવીન્ય તો એ છે કે આપણે આગળ જોયું તેમ અહીં વનસ્પતિ ખૂબ ઉગે છે. અને દરેક વનસ્પતિને ઋતુ ઋતુ પ્રમાણે ફૂલો આવતાં હોઈ તે જાતના ગુણધર્મવાળું મધ ખાસ કરીને થાય છે. જેમકે હરડાં, આખરો, કારવી, ભોરંબી, પીસા, ગુલાબ, જાંબુલ વગેરે.

મધની ત્રણ સંસ્થાઓ આજે મધમાંખીના પાલનનું અને મધ ઉત્પાદનનું કામ કરે છે.

(૧) મધુ કોશ.

(૨) ગવર્નમેન્ટ મધોત્પાદન કેન્દ્ર

વિલેજ ઈન્ડસ્ટ્રીકમિટી (બી. કિપિંગ સેન્ટર)

જેવી રીતે મહાન સન્નારીઓ સદા લોકોથી ઘેરાયલી હોય છે તેમ મધમાખી પણ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં માંખો તેની આસપાસ વીંટાયલી હજારોની સંખ્યામાં હોય છે. આ રાણીને જંગલમાંથી શોધી લાવવી પડે છે અને તેને ઓળખનારા ખાસ માણુસો હોય છે.

મધના ગુણો વિષે જેટલું લખાય તેટલું ઓછું છે. વૈદ્યો દરેક દવામાં મધનું અનુપાન સૂચવે છે. અહીંના મધમાં ખાસ વિશેષતા એ જ છે કે ઋતુ

ઋતુના ફુલ આવતાં હોઈ મધમાં વનસ્પતિના ગુણ ધર્મનું વિશેષ પ્રમાણ મળી રહે છે. જેમકે પીસાનું મધ શક્તિ માટે, આખરો દમ માટે, હરડા કફ અને ખાંસી માટે જ્યારે કારવી કેલ્શીઅમ માટે ઉત્તમ ગુણ દર્શાવે છે.

અહીં એક હાઈસ્કૂલ હમણાં થઈ છે. અને શેઠ શ્રી ગંગાધર મખારિયા હાઈસ્કૂલ કહેવાય છે. બાકી સાર્વજનિક હોસ્પિટલમાં તો મોરારજી ગોકલદાસની હોસ્પિટલ છે.

## પ્રવાસીઓને જાણવા જેવું

(૧) જૂનની ૧૦ મી પછી વરસાદ ચાલુ થાય છે તેથી સપ્ટેમ્બર સુધી અહીં ખાસ કોઈ આવતું નથી.

(૨) ઓકટોબર અને મે મહિનો ખાસ સીઝન ગણાય છે.

(૩) મુંબઈથી આવનારે બોરીબંદર સ્ટેશનથી મહાબળેશ્વરની ટીકીટ માંગવી, જેથી સીઝનમાં પૂના લાંબી હારમાં ઉભા રહેવું ન પડે. પહેલી સગવડ મુંબઈથી મહાબળેશ્વરની ડાયરેકટ ટીકીટવાળાને મળે છે.

(૪) ગમે તેવી ગરમી હોય પણ આ પહાડનો

પ્રદેશ હોઈ ગરમ કપડાં, ગરમ મોજાં અને ઓઢવાનું પાસે અવસ્ય રાખવું સારૂં.

(૫) કેટલા દિવસ રહેવું છે તે નક્કી કરી શું શું અગત્યનું પ્રથમ જોઈ લેવું તે માટે પ્રકરણ આગળ વાંચો.

(૬) સરકારી કવાટર્સમાં જેને રહેવું હોય તેણે અગાઉથી પૂનાથી રજા મેળવી લેવી. જેથ બંગલા કરતાં સસ્તુ પડે.

(૭) કેટલીકવાર સીઝન ભરપુર હોય છે ત્યારે રહેવાની સગવડ હશે કે નહિ તેની તપાસ માટે મુંબઈથી પૂછાવવું.

(૮) લગભગ સાડા પાંચ પછી બહુ દૂર નીકળી, ગયા હોઈએ તો તુરત પાછા ફરી જવું કારણકે ઘણી ઝાડીને કારણે અંધારૂં થઈ જાય છે. ટોર્ચ રાખવી.

(૯) પાછા ફરવું હોય તો બસ સ્ટેન્ડ પર અગાઉથી રિઝર્વેશન થાય છે તો ઉનાળામાં ધારેલા દિવસે જવું હોય તો રિઝર્વેશન કરાવી લેવું.

(૧૦) પાણી ભારે છે એમ પણ કહેવાય છે, પણ લોકો ખૂબ ફરવાનું રાખે છે તે ચાર દિવસમાં જ માનસિક અને શારીરિક પ્રગતિ અપૂર્વ રીતે કરી શકે છે.

(૧૧) ઝડપી ફરી વળવા ગાઈડ સાથે રાખવા અગર

સારૂં મહાબળેશ્વરનું પુસ્તક પણ ગાઈડ જેટલું જ કામ કરે છે.

(૧૨) સાયકલની એક સંભાળવી, કારણકે ઢાળમાં ઉથલી ન જવાય.

(૧૩) નાનાં બાળકો સાથે હોય તો આર્થર સીટ જેવા સ્થળે ચક્કર ન આવે તેનું સંભાળવું.

(૧૪) રખેને ફરતાં ફરતાં દૂર નીકળી જાવ તો પાણીની સગવડ માટે વોટર બેગ રાખવી.

(૧૫) પહાડની મુસાફરીમાં મોટરમાં ફરતાં જેને ફેર કે ચક્કર આવતાં હોય તેમણે ખાધા વગર નીકળવું, ખીસ્સામાં લવીંગ રાખવાં.

## કેમ ફરવું ?

મને એક મિત્રે પૂછ્યું કે "મારે બે જ દિવસ મહાબળેશ્વર રહેવું છે તો ભાડું વસુલ થયું ગણાય એવું કયું દૃશ્ય જોઈ જલ્દી પતાવવું ?"

આ સવાલ મને ઘણો ગમ્યો છે. અને મેં આ પ્રમાણે સૂચવ્યું.

ટેક્સીમાં સવારે નીકળી ક્લબ આગળ જૂનું મહાબળેશ્વર ગામ, મહાબળેશ્વરનું મંદિર કૃષ્ણાનું મંદિર ત્યાંથી એલફીન્સ્ટન પોઇન્ટ, મારજોરી, સાવિત્રી પોઇન્ટ, આર્થર સીટ જોઈ પાછા જૂના મહાબળેશ્વર બાર વાગે આવી જઈ આરામ લઈ ત્યાંથી જૂના મહાબળેશ્વર રસ્તેથી પીટીટ રોડ, તલાવ, લિંગમાલા ફોલ જોઈ સતારા રોડથી પાછું આવવું.

બીજે દિવસે વિલ્સન પોઈન્ટ, (૪૭૧૦ ફીટ ઉંચાઈ) મહાબળેશ્વરનું ઉંચામાં ઉંચું પોઈન્ટ, જોઈ લેવું અને પાછા બજાર આગળ આવી એલિંગ્ટન પોઈન્ટ જવું. અને ત્યાંથી પાછા બજારમાં આવી બોમ્બે પોઈન્ટ પણ જોઈ લેવું. આટલું જોતાં જે અનેકવિધતા કુદરતી દશ્યોની મળશે તેથી મન હરખાઈ જશે.

સમય હોય તો બંને મધની સંસ્થાઓ વિષે લખ્યું તેમાંની એક કોઈપણ જોતાં મધના આ પ્રદેશના મહત્વનો ખ્યાલ આવી જશે.
મને તો પ્રતાપગઢ વિશેષ ગમ્યું. જે વિષે આગળ જણાવી ગયો છું. પ્રતાપગઢ માટે સવારનો સમય કાઢવો જેથી આખો દિવસ પૂરો આપવો હોય તો જ તે મુસાફરી કરવી. ભવાની માતાનાં દર્શન અને શિવાજી મહારાજની વીર કથા સાથે સંકળાયલો એ પ્રતાપગઢનો મહિમા ત્યાં જવાથી મનને એક પુરાણી સ્મૃતિની કથા કહી આખા કાળની યાદ આપી જાય છે.

બોમ્બે પોઈન્ટ, ફીટઝ રાલ્ડ ઘાટ થઈ વાડા ગામે આવવું. જ્યાં ડાક બંગલો છે. સામો ભવ્ય પ્રતાપગઢનો કિલ્લો દેખાય છે.

✱

## શિવાજી મહારાજનું સ્મારક

મહારાષ્ટ્રના ઇતિહાસમાં શિવાજી મહારાજનું જે સ્મારક પ્રતાપગઢ પર થયું તે માટે ૩૦ નવેંબર ૧૯૫૭નો દિવસ યાદગાર બની રહેશે. આ માટે મહારાષ્ટ્ર રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી યશવંતરાવ ચૌહાણ અને શ્રી બાળાસાહેબ દેસાઈએ સારી જહેમત ઉઠાવી હતી. અને ઘોડા પર બેઠેલા શિવાજી મહારાજનું સ્ટેચ્યુ પ્રતાપગઢ પર કરવું અને તેનું ઉદ્‌ઘાટન પંડિત જવાહરલાલ નહેરૂને હાથે કરાવવું એવી એક યોજના વિચારાઈ હતી. પણ આ વિચારના મૂળમાં ૧૯૫૫ ના મુંબઈના ગવર્નર શ્રી હરિકૃષ્ણ મહેતાબ હતા. જ્યારે તેઓ પ્રતાપગઢ આવ્યા ત્યારે તેમણે શિવાજી મહારાજને યાદ કરવા માટે અહીં એકે નિશાની નથી તે જોઈ આશ્ચર્ય થયું હતું. અને ફલટણ સ્ટેટના રાજા સાહેબ નિંબાલકરના પ્રમુખપણા નીચે એક કમિટી રચાઈ હતી અને આ કાર્યમાં શેઠ શ્રી ગંગાધર મંખારીઆ કે જેમની મહાબળેશ્વરની સ્કુલમાં,ગાર્ડનમાં,અને નાની મોટી બીજી પ્રવૃત્તિઓમાં મદદ અને સહકાર આર્થિક મળે છે તેમણે પણ રૂ. ૧૦૦૦૦) આપ્યા હતા.

આમ તો પ્રતાપગઢ લોકો જતા પણ આ

સ્થળને એક રાજદ્વારી માન માન મળે તે મધુ આપણા લાડીલા પંડિતજી નહેરૂ તરફથી મળે ત્યારે તો તે પ્રસંગની ભવ્યતાની વાત જ શી કરવી ? આજે તો ત્યાં જવા માટે પાકો રસ્તો બનાવાયો છે. અને ખાનગી ગાડીઓ તો ઠેઠ ઉપર જઈ શકે છે. બે વાર ચાલીને ગએલો હું પણ ત્રીજીવાર ટેકસીમાં જઈ એ રસ્તે મારુ પણ નામ લખાવી આવ્યો છું.

*



# પંચગની

જેવી રીતે લોડવિકે મહાબળેશ્વરની ભૂમિપર એક અંગ્રેજ તરીકે પ્રથમ પગ મૂકયો હતો તેમ પંચગનીમાં ૧૮૫૦ ની આસપાસમાં મી. જોન. ચેસને સહ્યાદ્રિ પર શોધખોળ કરવાના આશયે અને અંગ્રેજોને વસવા યોગ્ય કોઈ અનુકુળ સ્થળ શોધવાના હિસાબે પંચગનીમાં વસવાટ કર્યો હતો. અને ૧૮૬૦ ના અરસામાં તેમણે અને તેમના મિત્રોએ અહીં પાકા છાપરાવાળા ૬ બંગલા બાંધ્યા. ૧૨૦૦૦) રૂ. ની કિંમતના આ હતા. એ જમાનામાં જમીન પાંચથી પચીસ રૂપિયે એકર મળતી હતી. ૧૮૬૨ માં ૨૪ યુરોપીઅનો અહીંના વતની જેવા બની ગયા હતા. અને તેમણે બીજાઓ આકર્ષાઈને આવે એવા પ્રયત્નો આદર્યા હતા. પૂનાથી ગાડામાં કે પાલખીમાં એ દિવસોમાં આવી શકાતું

મી. ચેસન સાથે પારસીઓમાં મહેરવાનજી મોટાભાઈ મિસ્ત્રિ આવ્યા હતા. ક્રીઅરની સરકારે ૧૮૬૩ માં ચેસનની આ ડુંગર પર સુપ્રીટેન્ડન્ટ અને મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક કરી. મી. ચેસને દુનિયાના જુદા જુદા ભાગોમાંથી ઝાડો મંગાવી અહીં રોપાવ્યા હતા. ફ્રાન્સમાંથી પાઇન, મુંબઈની

ગ્રામ : રબ્બરચેમ     ફોન : ર૯૦૭૭

## ઈન્ડસ્ટ્રીયલ રૉમટિરિયલ્સ

મળશે.

પેઈન્ટ, પ્લાસ્ટીકસ, છાપવાની સહી અને
રબ્બરની જાતો.

મળો :

**બી. સી. મહેતા એન્ડ કંપની**

કરીમજી બિલ્ડીંગ, ભંડારી સ્ટ્રીટ. મુંબઈ–૩

બનાવનાર : ઝીંકસિલીકેટ એલ્યુમિનિયમ એન્ડ
કેલ્સીઅમ સ્ટીલેઈટ

## ગુજરાત લોજ

પંચગનીમાં પધારો ત્યારે
આ લોજમાં વસવાટ કરી
કૃષ્ણાવેલી, કમલગઢ. અને કુદરતને
નિહાળી મનને પ્રસન્ન રાખો.

ઉત્તમ ખોરાક અને કાળજી ભરી સંભાળ.

માલીક : વાસુદેવ વાલજી પુરોહીત

હાકુસ, ઓસ્ટ્રેલિઆના બટાટા, બોસ્ટનની દ્રાક્ષ, આસામની ચા, અને ઉત્તાકામંડના સિંકોના વગેરે રોપી સારી રીતે પૈસા ખર્ચ્યા હતા. પંચગની એ નામ પાંચગામ આ ડુંગર પર આવેલ હોઈ તે પરથી પડ્યું કહેવાય છે.

પંચગની ૪૩૭૮ ફીટની ઉંચાઇએ (સમુદ્રની સપાટીથી) છે. મહાબળેશ્વર ૪૫૦૦. પંચગનીમાં ચોમાસામાં વરસાદ ઓછો પડે છે. ૭૦ થી ૮૦ ઇંચ જેટલો અને ધુમ્મસ પણ મહાબળેશ્વર જેવું નથી. પૂર્વનો પવન પણ ટેબલલેન્ડને કારણે રોકાઈ જાય છે.

આજે પંચગની કે જ્યાં વર્ષો પહેલાં એટલે ૧૮૬૧ માં ૧૪૫ માણુસો રહેતાં હતાં ત્યાં આજે ૧૯૫૪ માં ૫૯૦૦ની સંખ્યા થવા પામી છે. એ તેની અનુકૂળ આબોહવાને કારણે છે. પંચગનીમાં શ્રેષ્ઠ ફરવાનું સ્થળ ટેબલલેન્ડ છે. આ મુખ્ય રસ્તા કરતાં ૨૫૦ ફીટ ઉંચાઈ પર હોઈ એની કલ્પના કિલ્લા જેવી ટેબલલેન્ડની દિવાલ જોતાં ભાગ્યે જ લાગે. પણ ઉપર ૨૫૦ ફીટ ચઢયા પછી જાણે મસુરી પર આવ્યા હોઇએ એવું સુંદર પંચગની લાગે છે, અહીં એક નાનકડું તળાવ પણ છે. નાનાં બાળકો, જુવાનીઆઓ અહીં હોકી, ફુટબોલ,

ક્રિકેટ રમે છે. ટેબલલેન્ડના ચારે છેડા ચાલીને જે વિવિધ દશ્યો જોવા મળે છે તે જોવા જેવાં છે,

ચોમાસામાં વરસાદ પછી ટેબલલેન્ડ પર લીલું ઘાસ લીલા રંગનો પશ્મીનો પાથર્યો હોય એવું શોભીતું લાગે છે. અને વરસાદનાં ટીપાં જાણે ચાંદીના આભલાં ટાંકયા હોય એવાં ભાસે છે. કેટલાક વર્ષો પહેલા જે. એન. તાતા કે જેમનું ખપોલીમાં ટાટા હાઇડ્રો ઈલેકટ્રીક વકર્સ છે તેઓ આ સ્થળ લઈ લેવા માંગતા હતા. પણ પંચગનીના પ્રાણ સમું આ સ્થળ વેચાતું આપવાની માંગણી સ્વીકારાઈ નહિ. નહિ તો આજે જે ફરવાના સ્થળ તરીકે સહ્યાદ્રિ પહાડ પર ટેબલલેન્ડ જે મહત્ત્વ ભોગવે છે તે મહત્ત્વ ગુમાવ્યું હોત. નાનાં બાળકો ટેબલલેન્ડનું નામ સાંભળતાં રોજ ત્યાં ફરવા જવા આગ્રહી બની જાય છે અને ત્યાંથી ક્રિષ્ણા અને કોયના અને આજુબાજુ પથરાયલાં ગામો, પહાડોનાં શિખરો, પોસ્ટ ઓફિસ, અને પૂના જવાની સડક કેવાં રળિયામણાં લાગે છે. નીચે બાગમાં રમતાં નાનાં બાળકો પણ કેવાં લહેરથી રમતાં જોઈ શકાય છે.

ચોમાસામાં ૭૦ થી ૮૦ ઇંચ વરસાદ પડતો હોઈ પંચગનીનું મહત્ત્વ ચોમાસામાં મહાબળેશ્વર

# વનૌષધી માટે

દમ, કેન્સર, એનિમિયા, ડાયાબિટીસ, પાયોરિયા, એલિફન્ટાઈલ્સ, ટી. બી. હાર્ટડીસીઝ, ખીલ વગેરેથી શા માટે હેરાન થાવ છો. દમ બુટ્ટી પુર્ણિમા પર લેવાની છે.



મધ :– કારવી, રોઝ, વાઈટી ભોર'બી, પીસા, હરડા, જાંબુલ, માખણ, અને ઘી તાજુ મળશે.



ફ્રેશ એન્ડ ઓલ વિટામીન

ચણા:–મહાબળેશ્વરની મુલાકાતે આવો ત્યારે. લોકોએ વખાણેલા ચણા લઈ જાવ.



ચ્યવન પ્રાશ, જાત જાતની ચિક્કી :

## પી. એમ. ચેવલે

મેઈન સ્ટ્રીટ, મહાબળેશ્વર.

કરતાં વધુ છે. ચોમાસામાં મહાબળેશ્વર રહેવાવાળાને પંચગની રહેવું પડે છે. અને અહીં પણ થોડા પ્રમાણમાં ધુમ્મસ ચોપાસ પથરાએલ હોઈ હવામાં વિશેષ પ્રાણવાયુ મળે છે. અને ઘણા માને છે કે ચોમાસામાં પંચગની રહેવાથી તબિયત સારી રહે છે. શિયાળામાં ઠંડી સહન થાય એવી હોય છે. ઉનાળામાં ગરમી લાગતી નથી. આમ પંચગની બારે માસ રહેવા માટે અતિ ઉત્તમ સ્થળ પૂરવાર થયું છે. મહાબળેશ્વરમાં એકજ હાઈસ્કુલ છે. જ્યારે પંચગનીમાં હાલ નવ હાઈસ્કુલો છે. અને મોટે ભાગે વિદ્યાર્થીઓ બહારગામના હોઈ ત્યાં રહી ભણતા હોય છે. આથી પંચગની બારે માસ ભર્યું ભર્યું લાગે છે. કારણકે અહીં ૧૦૦૦ થી પણ વિશેષ ભણતા વિદ્યાર્થીઓ રહે છે. ઘણા શ્રીમંત માબાપો અહીંઆ પોતાનાં બાળકોને ભણાવવું પસંદ કરે છે કારણ કે અહીં હવા, પાણી સ્વચ્છ અને પહાડના હૈયા પર રહી ભણતા બાળકો મન અને શરીરે પ્રફુલ્લ અને બળવાન બને છે. આપણે કેળવણીના આ એક કેન્દ્રની સંસ્થાઓ ફરીને પણ જોવી જોઈએ.

પંચગની માટે એવો ખ્યાલ કેટલાક વ્હેમી લોકોમાં ઘર કરી ગયો છે કે પંચગની એટલે

ટી. બી. ના દર્દીઓ માટે જ રહેવા યોગ્ય એક ગામ. પણ આ સદંતર ખોટો વ્હેમ છે. અહીંની હવા આરોગ્યદાયી અને પ્રાણશક્તિ વધારનારી છે. સતારા જીલ્લામાં પંચગનીમાં જ નવ નવ હાઈસ્કુલો છે. અને એ એ બતાવે છે કે આ સ્થળ તો કેળવણીની દ્રષ્ટિએ ખૂબ જ અગત્યતા ભોગવે છે. ઘણાએ શ્રીમંતો ખાસ કરીને તો આ શાળાઓમાં પોતાનાં બાળકોનાં શરીર બંધાય એટલા માટે અહીં રહેવા જમવાની વ્યવસ્થા વાળી જ સ્કુલો પસંદ કરે છે.


**પ્રોસ્પેકટ હોટલ**

સ્થા : ૧૯૧૦    ફોન : ૨૯

પંચગનીમાં જે હોટલની નામના અને ગણના થાય છે. પંચગનીમાં ઊંચામાં ઊંચી ટોચે નયન રમ્ય દ્રશ્યમાલા દર્શાવતી સાથે જ સંતોષ અને કાળજીમાં ઉત્તમ.

ટેલિગ્રામ : પ્રોસ્પેક્ટ.

માલીક : બી. બી. સરકારી

અહીં શિયાળામાં દૂધ, શાક અને ફળફળાદિની છૂટ હોઈ સસ્તાં મળે છે. ઉનાળામાં દૂધ આવેય ઓછું અને વસ્તી ભરી ભરી. ચોમાસામાં પ્રાણવાયુ ભરપુર અને કુદરતના વિવિધરંગી હવામાનના ફેરફારોથી સ્થળ મઝાનું લાગે. સડકની બંને બાજુ ખીણોમાં પથરાયલાં ગામડાં અને લીલાં ઝાડોને સ્પર્શીને વહેતું પાણી જોવાની કાંઈ ઓર મઝા આવે.

## ભ્રમિત ખ્યાલ

પંચગની એટલે ટી. બી. ના જ દર્દીઓ રહે એવો એક ભ્રમિત ખ્યાલ છે. પણ આપણે ઉપર જોયું તેમ આટલી બધી કેળવણીની સંસ્થાઓ અહીં છે એનું કારણ અહીં નાનાં બાળકોનો શરીરનો બાંધો દઢ અને મજબૂત બનાવવામાં આ હવા પાણી મહત્વનો ભાગ ભજવે છે.

અહીં એલોપથી પધ્ધતિથી સારવાર થાય છે અને એ પધ્ધતિની સફળતા કરતાં વધુ સહાય તો આબોહવાની જ છે. અહીં સો દવા અને એક હવા એ ખ્યાલ સાચો લાગે છે. આ હવા જ આણુદાયીની છે. દરેક ઋતુમાં આ સ્થળ ખૂબ અનુકુળ બની શકે તેમ છે. બીજા પર્વતીય પ્રદેશોની જેમ અહીં અસાધારણ વરસાદ પણ

પડતો નથી. અને ચારે બાજુ ખીણુ અને ઢાળ આવેલ હોઈ પાણી બધું નીચે વહી જાય છે.

ક્ષયના દર્દીઓ અહીં આવે છે એ પણ એટલું જ સાચું છે. તેઓ અહીં રહી તાજામાજા થઈ વતન ચાલ્યા જાય છે. બાકી બીજે જે દર્દીઓને હવા માફક આવતી નથી તે અહીં સારી રીતે જીવન વ્યતીત કરી શકે છે.

## બેલ. એર. સેનેટોરીઅમ (ડાલહૌસી)

અહીં ડૉ બિલિમોરીઆએ સ્થાપેલ બેલ. એર. સેનેટોરીઅમ નામની ખાસ ક્ષયના દર્દીઓ જ રહી શકે એવી સંસ્થા છે જેને આજે લગભગ ૪૦ થી પણ વધુ વર્ષો સ્થાપાયાં થયાં છે. આ સંસ્થા મોટે ભાગે પારસીઓની સખાવત પર ચાલે છે. જ્યારે બધી કોમના દર્દીઓને ફ્રી લઈને દાખલ કરવામાં આવે છે. શુશ્રુષા અને સારવાર અહીં માયાપૂર્ણ ભાવે કરવામાં આવે છે. હિન્દુઓની સખાવત જુજ હોઈ તેમને અહીંનું જીવન ખર્ચાળ અને મોંઘું લાગે એવું છે.

(અહીં ત્રણ માઈલે રાજપુરીનું ઘીચ જંગલ છે. રાજપુરીમાં કાર્તિકસ્વામીનું મંદિર પણ છે જે જોવા જેવું છે.)

આ બાજુ-જંગલમાં ઝેરી સાપ પણ હોય

તંદુરસ્તી અને શાંતિ માટે

## હોટેલ જેરોઝ

મ્યુનિસિપલ બાગની સામે, પંચગની.

સહુનું વખાણેલું

ચોપાસ અદ્ભૂત દૃશ્યમાલા અને આલ્હાદ
જનક વાતાવરણ, એકવારની મુલાકાત જ
સદા યાદ રહેશે.

માલીક . ડી જે કદયાજીવાલા

# સુરતી લોજ

ફોન ૫૮

સહ્યાદ્રિનું ભ્રમણ,
કાશીનું મરણ,
અને સુરતીનું જમણ.

અમારા માનવંતા મહેમાનોનું પંચગનીમાં
સુરતી લોજ હાર્દિક સ્વાગત કરે છે.

માલીક : મણીશંકર વાલજી પુરોહીત

છે. જે cobra નાગ છે તે હુમલાખોર હોય છે. સાપની જાતમાં કુરસા, કાઈટ, રસલ્સ અને નાગ એ ચાર ઝેરી જાતો છે. તેમાં રસલ્સ ખૂબ જ ઝેરી છે અને જેટલા પ્રમાણમાં ઝેર કાઢે છે તે ૪૦ માણસને મારી શકે. સાપમાંથી બચવા માટે હાફકિન ઇન્સ્ટીટ્યુટ (મુંબઈ)વાળા ઇંજકશન બનાવે છે. અને પંચગનીમાં જે ડૉ. બલસારીઆ રહે છે તેઓ સાપના ખાસ નિષ્ણાત ડૉકટર છે.

**સિડની પોઈન્ટ :**—પોસ્ટ ઓફિસથી વાઈને રસ્તે પા કલાક સીધા ચાલ્યા જઈએ તો સિડની પોઈન્ટ આવે છે. જ્યાં ટોચ ઉપર ચઢીને જોઈએ તો કૃષ્ણાની ખીણનો અદ્દભુત દેખાવ જોવા મળે છે. જૂનું મહાબળેશ્વર, કમલગઢ, પાંડવગઢ અને પસરણી ગામ દેખાય છે. (જુઓ ચિત્ર)

**ડોસી પોઈન્ટ :**—ચેસન રોડ અને મેઈન વાઈ રોડના ચોક આગળ પારસી ફાયર ટેમ્પલ સામે આ આવેલ છે. જ્યાં બાંકડા મૂકેલા છે.

**કુન્જ પોઈન્ટ :**—ઝાડોની ઘટામાં ઢંકાયલ આ એક ફરવા માટેનું સ્થાન છે. જ્યાં એક મોટું અને જૂનું આંબાનું ઝાડ છે. આવું મોટું ઝાડ ભાગ્યે જ કોઈએ જોયું હશે, ઘણા પિકનિક કરવા અહીં જાય છે.

**પારસી પોઈન્ટ** :-મહાબળેશ્વરને રસ્તે દોઢ માઈલ જતાં થોડે દૂર આ પોઈન્ટ આવેલું છે. પંચગનીમાં વસતા લોકો આટલે દૂર રોજ ફરવા આવે છે. કૃષ્ણાવેલીનો મનોહર દેખાવ અહીં જોવા મળે છે. બેસવા માટે બાંકડા રાખેલા છે. નીચે ખીણમાં નાનાં ગામડાં ૧૫૦૦ ફીટ નીચે આવેલાં છે.

**કાચ બાવરી**:-મહાબળેશ્વરને રસ્તે આ આવેલ છે. સવા માઈલ પર. અહીં બાંકડા મૂકેલા છે.

**બેબી પોઈન્ટ**:-યુરોપીઅન લાયબ્રેરી પાસે ચેસન રોડ અને મહાબળેશ્વરના રસ્તાના જંકશન આગળ આ સ્થળ બહુ નજીક ફરીને પાછા જનારા માટે બજારથી દસ મિનિટ ચાલતાં આવેલું છે. અહીં બાંકડા મૂકેલા છે. અહીંથી સેન્ટપીટર્સ સ્કુલ અને સંજીવન વિદ્યાલયનો રસ્તો ડાબી બાજુએ આવે છે.

હનુમાન શુઝ માર્ટ

ઉત્તમ ચંપલ તથા બુટ ઓર્ડર પ્રમાણે મળશે.

બ્રાન્ચ :- × મહાબળેશ્વર × પંચગની

**મહેરબાબાની ગુફા :** —મહેરબાબાના અનુયાયીઓ આ ગુફા એકાંત સ્થળે આવેલ હોઇ એકાંતમાં ભકિતમાં સમય ગાળવા માટે અહીં આવે છે. કાચ બાવરીથી થોડે દૂર આ ગુફા આવેલી છે. મહેરબાબાનું સાહિત્ય મેં વાંચ્યું છે અને તેઓ પર આકર્ષણ થયું છે.

**હોટલો:–**

સેન્ટ્રલ હોટલ   આનંદભુવન હોટલ
ઇલિફ્લાઝો હોટલ   સુરતી લૉજ
પ્રોસ્પેકટ હોટલ   ગુજરાત લૉજ
માઉન્ટ વ્યુ હોટલ   પ્રાઇઝ હોટલ
જેરોઝ હોટલ

**સેનેટોરીયમ :–**

હિંદુ, પારસી, ખોજા અને વહોરાઓના સેનેટોરીયમ હવા ઉજાસવાળા અને સુઘડ છે.

**ગુલશને આરામ :–**

જુદા જુદા બાર બ્લૉક ઝોરાસ્ટ્રીઅન લીગ દ્વારા બાંધવામાં આવ્યા છે. અને દરેક બ્લૉક એ સખાવતી પારસીને આભારી છે.

**વાડીલાલ સારાભાઈ આરોગ્યભુવન**

પ્રોસ્પેકટ હોટલ જતાં રસ્તામાં આ સેનિટોરિયમ આવેલું છે. અને હવા ખાવા આવવા માંગતા મધ્યમ વર્ગના હિન્દુઓ માટે આ એક સુન્દર અને બધી સગવડવાળું આરોગ્ય ભુવન છે. જેના ટ્રસ્ટી

મણીલાલ મોહનલાલ ઝવેરી છે. મુંબઈમાં હોર્નબાઈ રોડ પર જનરલ ઈન્સ્યુરન્સ બિલ્ડીંગમાં ત્રીજે માળે તેમની ઓફિસ આવેલ છે.

## મોતીમેન્શન

જે ડૉ. બિલીમોરીઆએ સ્થાપેલ ટી. બી. સેનિટોરીઅમની ખીણ પર આવેલું છે. અહીં નવ બ્લોકસ છે, તેના બંધાવનાર શ્રી. ચિમનભાઈ મોતીભાઈ છે. જે વડોદરામાં સયાજીનગરમાં મણી– નિવાસમાં રહે છે.

ત્રીજું માણેકવીલા છે, જે સંઘવી આરોગ્ય ભુવનને નામે ઓળખાય છે.

## ગુજરાતી ધર્મશાળા :–

બજાર પાસે ગુજરાતી ધર્મ શાળા છે. જ્યાં વાસણ અને ગાદલા પણ આપવામાં આવે છે.

## મ્યુનિસીપાલિટી

પંચગનીમાં ૧૯૧૦ માં મ્યુનિસીપાલિટિની સ્થાપના કરવામાં આવેલી. અને ૧૯૧૨ માં તેની આવક રૂપિયા ૯૦૦૦ જેટલી હતી. આજે વસ્તી પણ વધી છે અને આવક પણ સવા લાખથી પણ વધુ છે. પંચગની હજીપણ આબાદ અને રળિઆમણું બનાવી શકાય. રસ્તા પાકા બનાવવા જરૂરી છે. તેવી રીતે ગટરની યોજના પણ ઢાળ બધે હોઈ કરવી સરળ થઈ શકે એમ છે.

પૂજ્ય મહાત્માજીની ઈચ્છા તો દુધાની ગામમાં ટી. બી. ના દર્દીઓને રહેવા માટે સેનિટોરીઅમો બાંધવાની હતી. આવી રીતે વ્યવસ્થિત યોજના જો કરવામાં આવી હોય તો પંચગની બહુ સુંદર હિલ સ્ટેશન થઈ શકે.

અહીં વનસ્પતિ વિષે આગળ જણાવ્યું છે. પીચ પણ અહીં થતાં, જાયફળ પણ થઈ શકે તેમ છે. કાંગા હીલ પર સુખડનું ઝાડ છે ડાલકેટમાં જૂનું યુકેલીપ્ટસનું ઝાડ છે. પાઈન પણ અહીં છે. જે ટી. બી. માટે ખાસ અનુકુલ છે. કોફી, અને કવીનાઈન પણ થઈ શકે છે. પણ આ બધાં વાવેતર માટે યોજના પૂર્વક કામ થવું જોઈએ.

બાકી આજે જંગલો કપાય છે. પણ આ પ્રદેશની શોભાને કાયમ રાખવા માટે જે નવા ઝાડોનાં રોપ કરવા જોઈએ. જેટલાં ઝાડો કપાય છે. તેટલા પ્રમાણમાં રોપાતાં નથી.

**વાચનાલયઃ**—આવા આ નિરાંત અને નવરાશવાળા ગામમાં જાહેર વાંચનાલયની ખાસ આવશ્યક્તા રહેલી છે. બજારમાં સરકારે માન્ય રાખેલ વિદ્યાર્થી વાંચનાલય નવું સ્થપાએલ છે.

બે માઈલ પર સીડની પોઈન્ટ પછી વાઈને રસ્તે દાંડેઘર ગામ છે. ત્યાં પણ ફરવા જઈ શકાય છે. અને ત્યાં મહાદેવનું મંદિર છે.

ooo★ooo

